વર્ષ ૫મું　　ગૃહલક્ષ્મી ગ્રંથમાળા　　પુસ્તક ૨જું
કુલ પુસ્તક ૨૫મું

# કલ્યાણને માર્ગે

—: પ્રયોજક :—

શ્રી. રમણીકલાલ જયચંદભાઈ દલાલ
બી. એ. એલ. એલ. બી.

નવચેતન સાહિત્ય મંદિર
૨૪૫૬; ભદ્ર: અમદાવાદ.

—: પ્રકાશક :—

પુરૂષોત્તમ પૂ. પારેખ
નટવરલાલ લ. વોરા

નવચેતન સાહિત્ય મંદિર; ૨૪૫૬, ભદ્ર: અમદાવાદ



પ્રથમાવૃત્તિ

૨૫૦૦ પ્રત



—: કિંમત :—

કાચું પૂઠું રૂ. ૧—૮—૦
પાકું પૂઠું રૂ. ૧—૧૨—૦

—: મુદ્રક :—

મણિલાલ છગનલાલ શાહ
નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટા :: અમદાવાદ



# નિવેદન

ગૃહલક્ષ્મી ગ્રંથમાળાના પાંચમા વર્ષના બીજા પુસ્તક તરીકે શ્રી. રમણીકલાલ દલાલ કૃત. 'કલ્યાણને માર્ગે' પ્રસિદ્ધ થાય છે.

'કલ્યાણને માર્ગે' એ એક સળંગ નવલકથા છે. એમાં રાષ્ટ્રીયતાના મનોમંથન અને ઊર્મિ ભરી વેદનાઓ આલેખાયલી છે. વાચક ભાઈ બ્હેન એવા પ્રસંગો જ્યાં અને જ્યારે ઉપસ્થિત થાય ત્યારે 'પોતાની રાષ્ટ્ર તરફની ફરજ શું છે?' એ સમજશે તો આ પ્રકાશન સફળ થયેલું ગણીશું.



લિ. સેવકો

પુરૂષોત્તમ પારેખ

નટવરલાલ વોરા

—: સંચાલકો :—

ગુર્જર ગિરામાં આ પુસ્તક રજૂ કરવાની પ્રેરણા કરવાનો યશ ભાઈ નેમીકુમાર શેઠને ફાળે જાય છે. ઈસ્વી સન ૧૯૩૦ ની 'દાંડી કૂચ' નો ગાળો એની ભૂમિકા છે. ગુજરાતનાં જીવતાં જાગતાં ગામોને કલ્પનાનો ઓપ આપી તે સમયનો આબેહૂબ ને સર્વાંગી ચિતાર આપવાનો પ્રયાસ કર્યો છે. એ જીવન જીવનાર આ પ્રકાશનને કેવી રીતે વધાવશે એ તો હું કહી શકતો નથી પરંતુ પ્રયત્ન પૂરતી યે સફળતા મળશે તો લીધેલો પરિશ્રમ સાર્થક લેખાશે જ.

હિંદવાસીઓ માટે આજે પણ એવી જ અણીની પળ આવી ઊભી છે. એ પળે પણ નવવિચારકોને વિચાર કરવા આથી કાંઈક વસ્તુ મળશે હોય એટલી સેવાની કૃતકૃત્યતા મનાશે.

'દાંડી કૂચ સંવત્સરી'
૧૯૪૦

રમણીકલાલ જયચંદભાઈ દલાલ

સ્વાતંત્ર્ય સંગ્રામના
અનામી સૈનિકને

## અનુક્રમણિકા :–

૧

# પદ્મપાંદડી પરનાં ઝાકળબિંદુઓ

૧

**સાબરમતી** પર એક સુંદર પૂલ છે. નદીનો પટ પહોળો છે પરંતુ ચોમાસા સિવાય તે કદી ચારે કાંઠે વહેતી નથી. સમુદ્રની ભરતીને આટલે સુધી આવવાનો અવકાશ નથી છતાં જ્યારે પણ પાણીનો જથ્થો વધે છે ત્યારે પૂલ ઉપરથી ચમકતાં જલતરંગો નિહાળતાં આનંદ આવે છે. કમાનબંધી પૂલની વચ્ચે ઊભા રહેતાં કે બાજુની પગથીના કઠેરાને અવલંબતાં અજબ સૃષ્ટિસૌન્દર્ય નજરે ચઢે છે: જીવનનાં કોઈ સુરમ્ય સંસ્મરણોનો ત્યાં પ્રાદુર્ભાવ થાય છે.

પૂલની સામી બાજુએ બંગલાઓની હારમાળા છે. નાનકડાં ઉપવનોની હરિયાળી લીલોતરી રસિક નયનને શાંતિ અર્પે છે. બન્ને બાજુના વાતાવરણમાં જ કાંઈ અકલ્પ્ય ફેરફાર પડી જાય છે. શહેરની ધમાલ છોડી કોઈ શાંતિભર્યા નંદનવનમાં વિહરતા હોઈએ એવો ભાસ થાય છે.

એક બાજુએ નગરશેઠનો વિશાળ બંગલો છે. કુશળ

કલાકારના હાથે સજાયલો પ્રફુલ્લ બગીચો અજબ સૌન્દર્ય ધરાવે છે. મનુષ્ય ને કુદરતે સહકાર સાધી એ સ્થાનને મનોરમ બનાવવા અથાગ પ્રયત્ન આદરેલો છે. નાનકડું બાલક માતાને પોકારી રહ્યું હોય તેમ સરિતાતરંગોનો મધુર નિનાદ હૈયામાં ઉલ્લાસ પ્રેરે છે. એની પછીતે આવેલા સત્યાગ્રહ આશ્રમમાંથી સ્વાતંત્ર્ય સંદેશના દેશભરમાં પડછંદ પડે છે.

ગરમ પ્રદેશમાં વિહરતાં બાલપંખીઓનું ગુંજન ત્યાં અખંડ ગુંજી રહે છે. ગ્રીષ્મની કોઈ સુંદર સંધ્યાએ એ સરિતાજલ થંભાવી નાકાવિહારની યોજના કરવામાં આવે તો દિવસભરની મજૂરીનો થાક ને વિવશતા ઓસરી જતાં વાર ન લાગે. બાકી બીજે બને છે તેમ એ સહેલગાહનો ઇજારો વિદેશીઓને જ અપાય તો ગુલામીનો ડંખ વધારે સાલ્યા વિના પણ ન રહે.

અમદાવાદના નગરશેઠનો એ બંગલો સંધ્યાનાં રવિકિરણોની જ્યોતિએ ભભૂકી રહ્યો હતો : જાણે વનદેવીશી કોઈ કુમળી કન્યકા સંધ્યાના આનંદવિહારે નીકળી.

બંગલાના આંગણામાં રાજેશ્વરી અસ્વસ્થ દિલે આંટા મારી રહી હતી. આખા મહાલયનો આત્મા જાણે એના નયન સૌન્દર્યમાં નીતરી રહ્યો હતો. મહાત્મા ગાંધીની એ શિષ્યા : આજ પહેલી જ વાર સત્યાગ્રહ આશ્રમના દર્શનાર્થે આવી હતી.

દૂર દૂર અદૃશ્ય થતા રાજમાર્ગ પર નજર નાખતી રાજેશ્વરી અધીરી બની હતી. બંગલો મુખ્ય રસ્તાથી જરા અંદરની બાજુએ હતો. એટલે માત્ર ધીમો અણસારો જ કાને પડતો હતો. થોડે થોડે અંતરે એ ઝીણો ગણગણાટ ભેદી મોટરનાં હોર્ન સંભળાતાં ને રાજેશ્વરીના અંગેઅંગમાં કોઈ વિચિત્ર ઝણઝણાટી પસાર થતી. બંગલાની અગાશી પરથી સાબરમતીનો

ફૂલ ને ચોમેરનું દૃશ્ય મનોરંજક લાગતું હતું.

ચોરપગલે જેમ બિલાડી દૂધની પ્યાલી નજીક જાય : જેમ કરોળિયો શિકાર પર તરાપ મારે તેમ પ્રવાહને અડીને આવતી પગથી દ્વારા રણજીત દોડતો આવ્યો ને દાદર ચઢી પાછળથી રાજેશ્વરીના રેશમ જેવા મુંવાળા સ્કંધ પર ધીમેથી હાથ મૂકયો. એ તો નમતા પહોરના નિસર્ગદર્શનમાં લીન બની હતી: કલ્પનાના કોઈ મધુર શમણે આહ્‌લાદી રહી હતી. અણધાર્યા સ્પર્શે ને સહજ ચમકી: બીજું કોઈ તો ભયથી ચીસ જ પાડી ઉઠત.

" ધડકતા હૈયાને, રણજીત ! આવી ટપલીઓ શાંત પાડી શકે કદી ? પણ તું તો એવો ને એવો જ રહ્યો. ઉલ્કાપાતના આ વર્ષે તારું એક રૂંવાડું પણ ફરકયું નથી." હેત ને રોષ મિશ્રિત સ્વરે રાજેશ્વરીએ તેને સહજ ઠપકાર્યો.

" રાજી ! હું તો એક ગમ્મત કરવા ધારતો હતો."

" કદાચ તમારા શિરસ્તેદાર કંઈ યોજના ઘડી રહ્યા હશે."

" રાજી ! રાજી ! આમ વર્ષના વિરહ પછી યે આવી અતડી જ રહેવાની ? મજાકની મીઠાશ માણતાં પ્રીતના કુણા ભાવ ઉવેખવાના હોય ! આપણે છૂટાં પડયાં ત્યારનાં તારાં અંતિમ વચનો એટલી વારમાં ભૂલી ગઈ ? આખું ય વર્ષ એથી હું ઉલ્લાસ અનુભવી રહ્યો છું. સરકારી જગતની કઠોરતામાં મારી કુમાશ હું નિભાવી શકયો છું."

" એટલી વારમાં થાકી ગયા ! ! ! પાંચસો રૂપિયા પગાર. ભપકો ને સત્તા. લંડનની દરેક સભામાં આંકડાશાસ્ત્રીની ચોકસાઈથી તમે ભાષણો મારતા હતા તે ભૂલી ગયા ? એક હિંદીની સરેરાશ આવક રોજનો એક આનો છે તે વિસરી ગયા ?"

"અત્યારે તો હું એથી યે વધારે જાણું છું. તે દિવસે તો હું આંકડા વાંચી વાતો કરતો: હવે હું જીવનના અનુભવથી કહી શકું તેમ છું. આપણી સામાન્ય જનતા ગરીબમાં ગરીબ છે: જગતમાં એમના જેવી અજ્ઞાનદશા કોઈ જ ભોગવતું નથી. પરંતુ એમનો ઈલાજ એમના જ હાથમાં છે. સરકાર એમાં કાંઈ જ કરી શકે તેમ નથી."

"એક જ વરસમાં સરકારી માયાજાળ કેવી વ્યાપી ગઈ છે!"

"ઓ રાજ! ગરીબોની દુર્દશા કરતાં હું તો સુંદર વાતો છેડવા અહીં આવ્યો છું."

"એથી વધુ સુંદર કાંઈ છે ખરું?"

"હા. રાજ!"

એના મુખ પર ખંજન પડ્યાં. સ્નેહના વિચાર કરતાં રોષની ભભકે એનું મુખમંડલ રાતું બન્યું.

"ગમે તેમ, રાજ! મહિનાના બે હજાર મળે ત્હોય તારા વિહોણા જીવનનું મને શું મૂલ્ય? હવે તારે નિર્ણય કરી નાંખવો જ જોઈએ. દેશના ભલા માટે ઓકસફર્ડમાં રહ્યાં રહ્યાં ત્રણ ત્રણ વર્ષ સુધી જે પ્રશ્નોએ આપણા મગજને ચગડોળે ચઢાવ્યું તેનું યે વ્યવહારમાં પડીને રહી આપણે નિરાકરણ કરવું જોઇએ. કામ કરવાની જ જરૂર છે. વાર્તાલાપ, યોજના ને ડહાપણના શબ્દોની હવે જરૂર નથી. કાર્ય કરવા દેશ આપણને પડકાર દઈ રહ્યો છે. જીવનના પાયા સમાં ગામડાંઓથી તાત્કાલિક શરૂઆત કરવાની અગત્ય છે."

"ખરી વાત છે પણ મારું દૃષ્ટિબિંદુ જરાક ભિન્ન છે. સરકાર પક્ષથી અલગ રહેવામાં જ આપણું શ્રેય છે કારણ કે

સરકારનું કર્તવ્ય હવે તો દેશભક્તોને જેલભેગા કરવામાં સમાપ્ત થાય છે."

"સરકારી સહાયથી કાંઈ પણ સચોટ કાર્ય કરી શકાવાનું નથી. માત્ર ઉપલક વાતો કરીએ ને ભાષણો દ્વારા થૂંક ઉરાડિયે એટલું જ. મેં બધું જ જોઈ લીધું છે. એક વાર હું પણ તારી પેઠે જ વાતો કરતો હતો. પણ એ વાત અશક્ય છે એની મને ખાત્રી થઈ છે. યુગાંતરજૂના પણ હસતા ખડકો સામે જેમ સિંધુતરંગો અથડાઈને પાછા પડે છે તેમ ખાનગી પ્રયત્નો મિથ્યા જ જવાના છે. છતાં ય આપણે ગમે તે નિર્ણય પર આવીએ તે પહેલાં લગ્નગ્રંથીથી જોડાઈને જ આપણે સાથે વિચાર કરવાની જરૂર છે."

રાજેશ્વરીએ જોરથી પોતાનો હોઠ કરડ્યો. એથી એના સૌન્દર્યમાં કાંઈ ઓર વધારો થયો.

"રાજી! તારે અત્યારે જ નિર્ણય કરી નાંખવો જોઈએ. તારા જેવું ગુણગંભીર જીવન એકલું સફર કરવા નથી જ સરજાયું. સર્વ સગવડ ભરી નૌકા બંદરમાં નકામી પડી રહે તે શા કામનું? કલ્પનાનાં રત્નો ન સાંપડે ત્યાં સુધી વાટ જોઈ વલખાં મારવાં એને પાલવે પણ ખરાં?"

"રત્નો ન સાંપડે તો કોલસા ઉપાડે, એમ ને?" રાજેશ્વરીએ નિશાન તાક્યું.

એ તીર આબાદ હતું: રણજીતના શ્યામવર્ણો મુખમંડળનો ગર્ભિત ઉપહાસ પણ હતો પરંતુ રણજીત આવી વાતો વિનોદમાં જ હસી કાઢતો. ઉપમાઓ તો એના પણ વચને વચને વરસતી: જાણે ગિરિકંદરામાંથી ધસતા જલધોધના શિલાખંડો. એને એ મીઠી નિર્ભર્ત્સના માનતો.

"હા. હા. સમગ્ર જગતને ગરમી ને પ્રકાશની ખોટ ન પડે તે માટે." તેણે પણ બંધબેસ્તો ઉત્તર દેવા પ્રયત્ન કર્યો.

રણજીતનું જ્ઞાન અગાધ હતું. ગરીબ અનાથ બાલક તરીકે ઉછરી આઈ. સી. એસ. ની માનભરી પદવી મેળવવા તે ભાગ્યશાળી થયો એ કાંઈ ઓછું ન કહેવાય. પચીસ વર્ષની કાચી વયે તો એ સુરતનો આસીસ્ટંટ કલેક્ટર નીમાયો હતો.

ચોમેરનું આહ્લાદક સૌન્દર્ય નીરૂપતો રણજીત ઘડીક થંભ્યો.

"આ આંગણું કમભાગી જણાય છે. ઇંગ્લેંડના સ્વતંત્ર વાતાવરણમાં આપણામાં સાચા સ્નેહની જે જ્યોત પ્રગટી તેને એ પોષે એમ જણાતું નથી. જો. જો. રાજી! સામેનું વટવૃક્ષ પણ વાટ જોઈ રહ્યું છે: પવનના સપાટે નમતી ડાળીઓથી એ તારાં ચરણો ચૂમી લેવા અધીરૂં બન્યું છે. ચાલ, એની નીલવર્ણી છાંયડી આપણને આમંત્રી રહી છે. આનંદની ક્ષણે ક્ષણ ઝડપી લઈ વર્ષ દિવસના વિરહને વિસારે પાડીએ."

૨

"રણજીત! આપણે ઑક્સફર્ડમાં હતાં ત્યારે જે જીવન કલ્પતાં હતાં તેના કરતાં આપણું જીવન વધારે ગંભીર છે, હોં! દેશના પડકારે મારી તો સ્નેહ સંપત્તિ ને તરંગી જીવનની તમામ વાસના ઓસરી ગઈ છે."

ચમકેલા સર્પની પેઠે રણજીત સહજ પાછો હટ્યો. એના સ્વરની વિચિત્ર સહૃદયતા ને એનાં નયનની સુરખી ભરી સ્વદેશસેવાની જ્યોતિથી તે વિસ્મિત થયો. દરરોજ સંખ્યાબંધ દેશભક્તોને જેલભેગા કરનાર સુરતનો આ આસીસ્ટંટ કલેક્ટર એક જ વચને ને એક જ નજરે આખા વર્ષનો ઇતિહાસ

વાંચતાં શીખી ગયો.

રાજેશ્વરીએ મસ્તક સહેજ લંબાવ્યું. "આખું જગત એક ભઠ્ઠી સમાન છે. અત્યારે તમારી નજરે એ નહિ પડતું હોય. આપણે પુરાણી વસ્તુ માત્રનો વિનાશ કરીએ છીએ ને આશા રાખીએ છીએ કે જીવનની વસમી વાટે આપણને કાંઇક નવીન સર્જાવવાની તક મળે. ઑક્સફર્ડમાં તો આપણી નજર પાઠ્યપુસ્તકો ને રમત ગમતમાં ફરી રહી હતી. એ દૃષ્ટિ આવું કશું કળી શકતી નહિ. આ પાંચ જ મિનિટના સમાગમમાં મને પરખાય છે કે તારી નોકરીએ તને બગાડી મૂક્યો છે. જગતના જીવતા મહાપુરુષની ગૌરવવંતી આગેવાની નીચે આપણું નજર સામે નવું હિંદ સરજાઇ રહ્યું છે એ અણીની પળ ટેબલ પર બેસી હિંદીએ મજૂરી કરવી એ પાપ છે. આપણા હસ્તે સમયનો નિરર્થક વ્યય શી રીતે થઇ શકે?"

"ઓ રાજી! મેં તને તાર મૂકી અહીં બોલાવી. સરકારી મંડળોમાં ઘૂમી હું મારા દેશ માટે કેટલી સખત લડત ચલાવી રહ્યો છું તેનો કાંઇક તને ખ્યાલ આપવાની મારી ઇચ્છા હતી. પડખે રહીને લડત ચલાવવી એ પણ એક રીત છે. બીજાં દેખીતી દેશભક્તિનાં કાર્યો માટે પણ હું તૈયાર જ હતો પરંતુ પ્રભુએ મારે માટે કાંઇ જુદો જ ઘાટ ઘડ્યો જણાય છે. ધીરજ ને દેશભક્તિ હૈયે વસી હોય તો સ્થાનાંતરથી તે કદી એ વણસી જવાની નથી. શરીરના વર્ણની પેઠે એ પણ જન્મનો જ વારસો છે. રગેરગમાં તે પરિભ્રમણ કરે છે. સિવિલિયન તરીકેના મારા એક વર્ષના જીવનની ખાનગી વાતો હું તને કહીશ. સુરતમાં લડત પૂર જોસમાં ચાલે છે એ તારી ધ્યાન બહાર નથી અમારા ઉપરી અધિકારીઓ બિચારા માને છે કે

આ મહાન પ્રજાકિય ચળવળ થોડાક લાઠીમારથી ને કોઈ કોઈ ગોળીબારથી દબાઈ જશે. મારા ખાતાના પ્રધાનને મેં કાગળો પર કાગળો લખી સત્ય વસ્તુસ્થિતિનું દિગ્દર્શન કરાવ્યું. દરેક વખતે હું તો મારી રીતે જ કામ લેતો. એક મોટી આડખીલી પોલીસખાતાની હતી. એ લોકો અમારા હુકમો પાળતા જ નહિ. આજ સવારે જ મારા ઉપરી સાથે મારે વાત થઈ હતી. વાતાવરણ હવે સુધરતું જણાય છે. થોડાક સમયમાં જ હૃદયપલટો થવાનો છે: રાજનીતિ પણ પલટાશે. પરંતુ મારા એ દેશભક્તિના ખ્યાલોને લીધે મારી ખેડે બદલી કરવામાં આવી છે. મારો એટલો દંડ થયો પણ મને તેની પરવા નથી. રાજી! આ પણ દેશભક્તિનું કાર્ય નથી?"

જાણે મહત્વના વિચારમાં ડૂબી ગઈ હોય તેમ રાજેશ્વરી ઘડીભર શાંત રહી.

"મેં મારું કર્તવ્ય એટલી સરસ રીતે ને સ્વતંત્રતાથી બજાવ્યું કે મને બદલીનો હુકમ મળ્યો: ખેડા અત્યારે સુરતના પ્રમાણમાં શાંત છે. હજી નોકરીએ ચઢવાની એકાદ અઠવાડિયાની વાર છે. તેથી જ મેં તને તાર કર્યો હતો. આ પળે તારી હાજરી જ મારું અનેરું સાંત્વન છે. માટે હવે તારો છેલ્લો નિર્ણય કરી નાંખ. તું આમ સવાલ જવાબ કરીશ એની મને ખાત્રી જ હતી. મુંબાઇની હિલચાલમાં તું વેગથી ઝંપલાવી ચૂકી છે તેની મને ખબર હતી. હિંદી સરકારે પણ તારું નામ નોંધપોથીમાં ટપકાવ્યું છે તે હું જાણું છું. અમારા પ્રાંતનું વાતાવરણ તું ગરમ ન કરે તે માટે તારી હિલચાલ પર દેખરેખ રાખવાના સરકારી તારો પણ છૂટી ગયા છે."

"હા. રણજીત! તારા પ્રણયપાશે જ હું અહીં થંભી ગઈ

છું. તારી સાથે કે તારી વિરુદ્ધ પણ અહીં જ કાર્ય કરવાનો મેં નિરધાર કર્યો છે. તું કહે છે તેથી પણ વાત વધારે વટેલી છે. તારી દલીલો માત્ર ચાલાક વકતાની ભૂલભૂલામણી છે. સાચા દેશભક્ત કર્તવ્ય તો અત્યારે સરકાર પક્ષની બહાર જ નિર્માયેલું છે. પચાસેક વર્ષ પહેલાં સરકાર મારફતે કાંઈક કાર્ય થઈ શક્યું હોત. ત્યારે કોઈને એ સૂઝ્યું નહિ. હવે શ્રેષ્ઠ વ્યક્તિઓ માટે પણ એ વસ્તુ અશક્ય બની ગઈ છે. સમાજ વ્યવસ્થા ક્રાંતિ માટે પોકારી રહી છે. જગતની કોઈ પણ શક્તિ હવે એને રોકી શકનાર નથી."

રાજેશ્વરીએ જુસ્સામાં જ પોતાના હાથ હલાવ્યા. વટપક્ષના ઊંચા ડાળે બેસી સ્નેહામૃત ઝીલતી બે ચકલીઓ ભયની મારી ઊડી ગઈ.

"હવે કેન્દ્ર બદલાયું છે. હવે આપણે બહારથી જ કામ કરવાની જરૂર છે. માટે મારી પડખે રહેવા ઇચ્છા હોયઃ સાચી લડતમાં જ ઝંપલાવવા ઇચ્છા હોય તો તારા પાંચસો રૂપિયાને લાત માર ને હું તારી જ છું. રણજીત!"

"આ ત્રણ મહિનામાં મુંબઈએ જરૂર થોડાંક વીરત્વભર્યાં કાર્યો કર્યાં છે." ઊંડો શ્વાસ લઈ રાજેશ્વરીએ આગળ ચલાવ્યું. "પરંતુ એ તો પંચાંકી નાટકના પહેલા અંકનો હજી પહેલો જ પ્રવેશ છે. ત્રણસો માઈલની મુસાફરી કરી હું અમદાવાદ સ્નેહસાગરમાં સ્નાન કરવા નથી આવીઃ લગ્નગ્રંથીએ જોડાઈ મિલનની મોજ માણવા નથી આવી પરંતુ તને એથી વધુ વિશાળ સ્નેહપાશમાં બાંધી લેવા: જન્મભૂમિનું ઋણ ફેડવા તારો હૃદયપલટો કરવા આવી છું. તું મને મેળવીશ ને દેશનો એક આઈ. સી. એસ. અમલદાર ઓછો થશે. નોકરી છોડી

મહાસભામાં દાખલ થઈ જા. જનતાને માટે જીવનનું નીર નીચોવ. એમનાં ફિક્કાં વદન પરથી ટપકતાં વિષાદનાં અદશ્ય આંસુઓ તેં નિરખ્યાં છે કદી! જેલને વધાવી લે. લાઠીમાર ઝીલી તારા દેશના ઝંડાને અણુધારી ઊંચાઈએ ફરકાવ. પછી આ ક્ષણુભંગુર દેહ તારો જ હશે ને આપણાં સંતાનો સ્વતંત્ર દેશની જ્વલંત જ્યોતિમાં વિહરશે."

રણુજીતની ગ્રહણુશક્તિ ગજબ હતી. સૌંદર્યસરિતામાં ઊંચે ને ઊંચે ચઢતો પ્રજાતત્વનો જુવાળ તે સ્પષ્ટ પારખી શક્યો. રાજી તો એ ઝંઝાવાતમાં નાચતી પદ્મપાંદડી સમોવડી ભાસી.

"રાજી! તું કોણુ? કરોડાધિપતિની એકની એક દીકરી! કુલીન કુટુંબની કામણુગારી કીકી! તારા આત્મા પર આ અંધશ્રદ્ધાનું મોજું ક્યાંથી ફરી વળ્યું? પોતાની જ બળતી ધગશ, સ્વાશ્રય ને મનુષ્ય પ્રયત્ન સિવાય ગમે તેટલાં આંસુ હિંદના ગરીબોને સ્વચ્છ શ્રીમંત ને સુખી બનાવી શકવાનાં નથી. એમની માત્ર દયા ખાધે શું વળશે? મહિષીનાં માન મૂકાવે એવું તારું સૌંદર્ય ને રાજસી દષ્ટિ રાજમહાલયો માટે છેઃ નહિ કે જેલજીવન માટે. આ દેશના દેશભક્ત માટે કેટકેટલી યાતના ને કેટકેટલી મુસ્કેલીઓ ઊભી છે તેનો અમલદાર તરીકે મને બરાબર ખ્યાલ છે. બ્રિટિશ સિંહની કેશવાળી કાપવા જવું એ કાંઈ બાલકના ખેલ નથી."

મહાપરાણે ગૂંથેલી ઊપમાઓના તાપથી સ્વસ્થ થવા રણુજીતે ઘડીક શ્વાસ ખાધો.

"વળી રાજી! તું ને બધા જ મહાસભાવાદીઓ માને છે તેમ તમે કલમના એક જ ગોદાથી એક જ દિવસમાં આખા રાષ્ટ્રને પલટાવી શકવાના નથી. તારી અત્યારની મનોદશામાં

મારી આ દલીલો બિલકુલ અસર કરી શકવાની નથી એની મને ખાત્રી છે. પ્રજામાં રાષ્ટ્રિયત્વનો જુવાળ ચઢ્યો હોય ને એક યુવાન મહિલાને એની લગની લાગી હોય તો તેની આગળ આવી દલીલો કરવી નકામી છે."

પરંતુ રણજીતના ભાષણના રણકાથી રાજેશ્વરી આશ્ચર્ય વિમૂઢ બનેલી જણાઈ. "આટલો બધો ગજબ પલટો ક્યાંથી? રણજીત!" તેનાથી પૂછ્યા વિના ન રહેવાયું, "તારા સમાજવાદી સિદ્ધાંતોએ તો મને તારી ગુલામ બનાવી હતી. લંડનની સેંકડો વ્યાસપીઠો પર હું તારી પડખે હતી. અત્યારે એ બધું ક્યાં ઉડી ગયું? પાંચસો રૂપિયા, અમલદારી ને વૈભવમાં તો એ તણાઈ ગયું નથી ને? સમાજવાદી વક્તાઓમાં એક વાર તું અગ્રસ્થાને રાજતો: શબ્દનાં જાદુનું જ એ ખાલી આકર્ષણ હતું કે? આવો પલટો શાથી?"

"બિલકુલ પલટો નથી. પ્રિયે! મારા જીવનના સિદ્ધાંતો હજી યે એના એ છે: ગરીબોમાંનો જ હજી પણ હું એક ગરીબ છું. મારી પદવીને લીધે હું કાંઈક ઢીલો પડ્યો જણાતો હોઈશ. પરંતુ મારું જીવન અસ્થિર ને અનેકવિધ બની ગયું છે તેનું જ એ પરિણામ છે. બીજાને બચાવવા કે ઉદ્ધારવા તમે જે પગલું ભરો છો તેની નીચે તમે અજાણતાં પણ બીજાને કચરી રહ્યા છો. ખડક પર પડતા વરસાદની પેઠે સામાજિક રચનાને પૉલીશ કરતાં યુગના યુગ વહી જાય છે: દરેકને સુખ સગવડ પૂરાં પાડતાં જમાના જતા કરવા પડે છે જ્યારે એવા રચનાત્મક કાર્યનો ભાગી ને ભૂક્કો કરી નાખતાં ત્રણ ઘડી પણ લાગતી નથી. હવે જ હું જીવનની સર્વ બાજુઓ અવલોકી શકું છું. આપણા યુવાનીના વિચારોનો વિજયવંત અંત કેવી રીતે આણવો તે

સારી પેઠે સમજું છું. એક જ અઠવાડિયું તું મારી સાથે રહે. રાજી! તું મને સારી રીતે ઓળખી શકશેઃ મારું યોગ્ય મૂલ્ય આંકશે."

પરંતુ રાજેશ્વરી તો ધ્યાનનિમગ્ન બની ગઈ હતી.

"રાજેશ્વરી!" કંપતા સ્વરે રણજીત બોલી ઊઠ્યો. મારું જીવન, મારું કાર્ય, મારું હૈયું તારા વિના ખાલી છે. તારા આત્માના અંગાર વિના મને વીંટાયલું સર્વસ્વ રાખના ઢગલા બરાબર છે. મને તારો સ્નેહ આપ. ઑક્સફર્ડમાં નિર્ણય કર્યો હતો તેમ આપણે એક બીજાની પડખે રહી કર્તવ્યપંથે પળીશું ને આનંદસ્વપ્ને મોજ માણીશું. દિવસની ક્ષણે ક્ષણનો ઉપયોગ કરી આપણે યુગયુગના કચરાને સાફ કરીશુંઃ મૂંગા ખેડૂતની વાચા ઉઘાડીશું. રઝળાંને આશ્રય આપીશું ને દરેકના જીવનમાં વિસારે પડેલો ઉત્સાહ પૂરીશું. જીવનનું દૃષ્ટિવર્તુલ વિશાળ બનાવીશું ને આનંદવિસ્તાર વધારીશું. જો નિશ્ચય કરે તો એકલો કલેક્ટર પણ આ બધું કરી શકે. મેઘછાયું અંબર વૃષ્ટિની આગાહી કરે પણ આવતું દરેક વાદળું વરસે તો નહિ જ. પ્રિય રાજી! આપણાં વચનો ડહાપણથી ભરપૂર છે પરંતુ પ્રેમ ને સદ્‌ગુણથી કાર્યમાં તેને મૂકવા આપણે અશક્તિમાન છીએ. રાજેશ્વરી! આપણે નમ્ર શરૂઆત કરીએ. અમલદારી હશે તો આપણો માર્ગ નિષ્કંટક બનશે. એ નાનકડી રાજ્યધૂરા છે. સમજીને એ પદવી સચવાય તો લાખોનાં જીવન સુંદર બનાવાય. જગતને એ દાખલો જેવો તેવો નહિ લાગે. એક જ અઠવાડિયું, રાજેશ્વરી! તું મને વધારે પિછાનીશ."

રાજેશ્વરીએ સંમતિ દાખવી.

"એક અઠવાડિયું નોકરીએ ચઢવાની વાર છે."

"તમે કહો છો એ બધું સ્વરાજ્ય મળે પછી જ શક્ય છે." રાજેશ્વરી વચમાં જ બોલી ઊઠી, "દરેકની સ્વતંત્રતા પ્રથમ સધાવી જોઇએ. આખીય વ્યવસ્થા ન પલટાય ત્યાં સુધી તમે ગરીબ માટે કામ કરી શકશો જ નહિ. ગમે તે પ્રકારનું કાર્ય અત્યારે તો શ્રીમંતોનાં જ ખિસ્સાં તર કરે છેઃ પછી ભલે નિઃસ્વાર્થ પ્રયત્ન હોય. દરેક દિશામાં એવી જ યોજના ઘડાઈ ચૂકેલી છે. આપણે આ નાના નાના વિરોધીને પાપોન્મૂલક કરુણ બંધો છિન્નભિન્ન કરી નાંખવાની જરૂર છે. દરેક સમાન જીવન જીવી જીવી શકે એવો નવો રસ્તો કાઢવાની જરૂર છે. આપણે નવો માર્ગ એવો કાઢવો જોઈએ કે પ્રભુએ દીધેલું પાણી ગરીબ તવંગરને સરખી રીતે મળે. આ અસંતોષનું સાચું મૂળ આમાં જ છે. નવા જમાના મુજબ નવી યોજનાની જરૂર છે. એ ઘડવામાં જ તમારે પ્રાણ પાથરવાના છે. ત્યારે જ રણજીત! મારા ને તારા હાથના ઉમેદવાર થઈ શકાય. મેં તો મારો નિશ્ચય કરી જ નાંખ્યો છે. તું જે જીલ્લામાં કલેક્ટર થઈ જનાર છે તેમાં હું મારો કાર્યક્રમ શરૂ કરનાર છું. જે હાથ મારી લગ્નગ્રંથીનો ઉમેદવાર છે તે જાતે જ છો મને જેલ ભેગો કરે! પ્રભુની એવી ઈચ્છા હોય તો કેવો વિરલ આનંદ મળશે! છતાં ય તું કહે છે તેમ એક અડવાડિયું તારી સાથે કાઢવા મારી ના નથી, સાથે રહી કામ કરવાનો સાચો માર્ગ એમ જ જડી આવશે.

"એક જ અડવાડિયું." રણજીતનો અમલદારી પડછંદ ગાજ્યો, "રાજી! આપણે સાથે કોઈ સમુદ્ર કિનારે ઉપડી જઇએ. ખંભાત તરફ. તારા જેવી અપ્સરા માટે તો સાગરકિનારો જ ઘટે......"

રાજેશ્વરીએ સંમતિ દાખવી.

"આજે જ સાંજે ગુજરાત મેઇલ પર આપણે મળીશું. બરાબર આઠ વાગે. પોણા નવે ગાડી ઉપડે છે. બરાબર આઠ વાગે હું તારી વાટ જોઇશ."

"જરૂર. બરાબર આઠ વાગે."

રણજીતે હેતભરી નજર નાંખી. રાજેશ્વરીએ પણ પ્રેમભરી દૃષ્ટિ ફેરી. એમાં ઉભરાતાં આંસુમાં આત્માનું ઓજસ રેડાતું હતું: પદ્મપાંદડી પરનાં જાણે ઝાકળબિંદુઓ.

# ૨

## આંકલાવનું પીકું

### ૧

**ખંભાતના** અખાત સાથેનો વ્યવહાર જાળવતી વાસદ કઠાણા લાઈન પર આંકલાવ સ્ટેશન છે.

થોડે જ દૂર નદીકિનારો હોવા છતાં સંધ્યાસમીર હજી શાંત જ હતો. મંદ અનિલલહરી હજી શરૂ થઈ નહોતી. દૂર દૂરના મહાસાગરના અનંત કિનારાને સમુદ્રફીણ વેરી ગૂંથી લેતી ને જલરેખાને ચૂમતી તરંગાવલિના કંપતા કેન્દ્રની પાછળ પાછળ તે ભમી રહી હોય એમ લાગતું.

ચાર ઉપર પાંચ મિનિટ થઈ. રાજેશ્વરી ને રણજીતનું અમદાવાદમાં પ્રથમ મિલન થયું એ જ પળે નંબર નવ વાસદથી ઉપડી. મોટી લાઈન પર કાઠિયાવાડ એક્સપ્રેસ તરીકે એક વાર રૂવાબ કરેલો પરંતુ હાલ જરી પુરાણું થઈ ગયેલું એવું એક એંજીન એ નાનકડી ઉછાંછળી ગાડીના પાંચ ડબા ખેંચી રહ્યું હતું. ભાગ્યું ભાગ્યું તો ય ભરૂચ. હજી યે એની પુરાણી પ્રતિભા કદી કદી ઝબૂકતી ને એની ખોટ ગજબ ખડભડાટથી પૂરાતી. નવી શાખાનો પ્રવાસ એને તો ગમતો પરંતુ અણવાપર્યો માર્ગ

એના ધમકારે ધ્રૂજતો. એ કૂદતું ને દોડતું: ઝડપથી હાલતું: ગતિના ઉલ્લાસમાં ચમકતા પાટા પર સિંહનાદ કરી જાણે વિજય પ્રસ્થાન કરતું.

૨

નંબર નવની વ્હીસલ સંભળાઈ. નજીક આવેલા દારૂના પીઠામાં નવજીવન વ્યાપ્યું. ગરીબોનું એ આનંદધામ: કોઈ અનુપમ ઉપવનના એકાકી આશ્રમ સમોવડું: ગામડાના તલાવની પાળ પર જલાશયે પ્રતિબિંબિત થતું એ ઊભું હતું. ખેતરોમાં આખા દિવસની સખત મજૂરી પછી દરેક સંધ્યાએ મજૂરો ત્યાં સ્નાનાર્થે આવતા. એમનાં તપેલાં શરીરો આવાં નિત્યનાં સંધ્યાસ્નાને ઠંડક પામતાં: ઉલ્લાસભરી મદિરા એમનામાં તાઝગી ભરતી.

વાસદ કઠાણા લાઈન નંખાઈ કે આ પનોતું પીઠું પ્રકટ થયું. નવી રેલ્વેએ પૈસાના પ્રવાહને એ બાજુએ વાળ્યો. ઉઘડતાં વાર પીઠામાં મધપૂડો ઉભરાયો. પરસેવા પાડી જીવતા ગરીબોનો પૈસો એના ગલ્લામાં અદૃશ્ય થવા લાગ્યો.

રજપૂત જાહોજલાલીની તવારીખમાં ને તે પહેલાં પણ આ વિભાગ અગત્યનો લેખાતો પરંતુ એ બે હજાર વર્ષના ગાળામાં કદી યે ત્યાં દારૂનું પીઠું નહોતું. નવા જમાના સાથે નવી રેલ્વે આવી ને નવો જ વાયરો વાયો.

નવી લાઈન નાંખવાનું નક્કી થયું એ ઘડીએ જ ગરીબોના આ સસ્તા પીણાના પ્રતાપે શ્રીમંત બનેલા આગેવાન ઈજારદારે સુવર્ણ દોરીથી ગૂંથેલા ગુલાબના ગજરા ને પાકાં આમ્રફલોના કરંડિયા દારૂની નવી દુકાનની પ્રતિષ્ઠા કરનાર દેવોને દ્વારે

પહોંચતા કરેલા. પરિણામે એ માર્ગે પ્રથમ પાવડો ઉંચકાયો કે આંકલાવની દારૂની દુકાનનો રંગ જામ્યો.

ત્યાંના જમીનદાર મુખીએ તુરત જ પોતાની જમીનનો એક ટુકડો જુદો કાઢી આપ્યો. મુખીની જમીન પર પીઠું ન ખોલાય તો બીજે ક્યાં ખોલાય? સોનાની ખાણ કોઈ બીજાને ખોદવા દે? મૂળજીભાઈ મુખી જુવાન ને કુંવારા હતા. જરાક કલ્પનાશીલ ને સાહસિક પણ ખરા. એમનો શિખાઉ હાથ કોઈ વિચિત્ર પ્રયોગશીલ મનોદશાની પ્રેરણા ઝીલતો. પરિણામે એમના વડવાની સંપત્તિ પર કાપ મૂકાતો. અત્યાર સુધીમાં તે નવા નવા અનેક અખતરા કરી ચૂક્યા હતા. પ્રથમ એમણે ડાંગર ખાંડવા ઘંટી શરૂ કરી હતી: પછી મોટરો ભાડે ફેરવેલી: છેવટે રેલ્વેનો કોન્ટ્રેક્ટ પણ લીધો. પાટીદાર પ્રકૃતિને બંધ બેસતા આવા અનેક ધંધા તેમણે આદરેલા છતાં ય તેમને ઠરી ઠામ બેસવા હજી યે વારો આવ્યો નહોતો.

દારૂનું પીઠું ખોલવામાં શી નાનમ? હજારી માણસો એવા ધંધાને વગોવે. મહુડા ઉકેરવામાં પાપ નથી તો મધુબિંદુના સ્પર્શમાં પાપ શાનું? આપણે મજૂરોને ઉદારતાથી પોતાને નાહક મહેનતાણું આપવું પડે છે તેનો અલ્પાંશ તો એ રીતે પાછો વળશે. અંતરના અવાજને તેમણે આમ સાંત્વન દીધું ને એમની ઉદાર મનોવૃત્તિનો જગતને પરિચય કરાવ્યો.

આવા કનિષ્ઠ ધંધામાં મૂળજીભાઈ મુખી કાંઈ જાતે દેખરેખ રાખવા બંધાયલા નહોતા. એટલે એની વિગતવાર વ્યવસ્થાનું ઝીણું કામ એમણે એમના મિત્ર ઇજારદારને સોંપી દીધું. એણે સસ્તી મહુડી એવા પ્રમાણમાં પૂરી પાડવા માંડી કે પીઠું ભરચક જ રહેવા લાગ્યું.

૩

સંધ્યા સમયે દારૂના પીઠા પરની ધમાલ ચિરસ્મરણિય બની રહે છે. તેમાં ય આંકલાવનું પીઠું તો તાજું જ સ્થપાયલું એટલે બાલકો જેમ શાળામાંથી સીધા મીઠાઈવાળાની દુકાને દોડે તેમ ખેતરોમાંથી ગરીબ મજૂરો ઉલ્લાસભર્યા એ સ્થાન તરફ દોડતા: ખાઈ પી ઉતરેલા કેટલાક વૃદ્ધો સિવાય જુવાનિયાઓ તો આ જામનો સ્વાદ નવો જ ચાખતા હતા.

આજે ત્યાં એક તોફાની ટોળું એકઠું થયું હતું: પરંતુ ભીડને લીધે જુદી જુદી ટુકડીઓ બંધાઈ ગઈ હતી.

નંદુ મકન ને કાસાઈ જૂના જતિઓ હતા. વીર પુરુષોનું આ પીણું સમસ્ત જગત માટે આમ સસ્તુ કરી નાંખવા માટે તેઓ દિલગીર થતા હતા.

ખ્રિર કાલુ ને ઈંદરજી જુવાનિયાનું નેતૃત્વ ભોગવતા: કામ કરવામાં ય પાવરધા ને ધમાલ મચાવવામાં પણ પહેલા: જુવાનીના જોમમાં તેઓ પીઠામાં જ ટહેલતા.

આ સર્વ અંત્યજો હતા છતાં માતૃભૂમિના તેઓ નિકટ સંબંધી હતા: ખેતરની મજૂરી તેમના બાપની જ ગણાતી. આદિતરામ કારભારી એકલો એકલો દૂર ઊભો હતો: એની કિરમજી માંસપેશીઓના અનંત સૌન્દર્યમાં તે આરસકોતર્યા દેવની પ્રતિમાશો ભાસતો.

ગોવિંદ, પુરુષોત્તમ ને નાથુજી પોતાનાં સગાં સંબંધીઓ ને મિત્રો સાથે જરા વધારે ગૌરવથી મહાલતા: તેઓ પોતાનો ઉલ્લાસ છૂપાવતા કારણ કે પીઠા તરફ પગલાં પાડતાં એમનું દિલ ડંખતું. નીચે ઢળેલાં વદન પરથી એ કચવાટ સ્પષ્ટ થતો. તેઓ ગરાસિયા રજપૂત હતા. એક વાર એમના વડવાઓ

સિદ્ધરાજ જયસિંહ ને ભીમ બાણાવળીને પડખે રહી લડેલા. દારૂના પીઠામાં પણ જો કદી જામતી તો એમની શમેલી જ્વાળા પ્રદિપ્ત થતાં વાર લાગતી નહિ. હંમેશાં તેમનો કુંજારો સખત રહેતો ને નંદુ મકન વગેરે અસ્પૃશ્યો એમની ધાકથી દબાઈ જતા.

જીવન મરણ વચ્ચે ઝોલાં ખાતા આ મજૂરોનો જગતમાં કોઈ પણ સ્થળે હિસાબ નહોતો છતાં ય દારૂના પીઠામાં તેઓ દેવેશ્વરોનું ગૌરવ દાખવતા. પૃથ્વીના વિશાળ વિસ્તારમાંની એક તસુ પણ જમીન એમના ઘર માટે કે મજૂરી માટે એમની માલિકીની નહોતી: તેઓ તો અર્વાચીન આર્થિક બળોના વેગથી કીચડમાં ઊંડી ઉતરતી જરીપુરાણી સંસ્થાના સાંકડા ચીલામાં પરસેવો પાડી પેટીઉં મેળવતા એટલું જ.

૪

પહેલા ટોળાનો આગેવાન નંદુ હતો. એને આ નવા ગ્રાહકોનું આગમન બિલકુલ રૂચતું નહિ. હંમેશની ટેવ મુજબ આજે પણ તે તેના મિત્ર આગળ રોદણાં રડવા લાગ્યો:

"જો ને મકન! આ લોકો કેવા વિચિત્ર લાગે છે? પીણાની કલા તો જન્મથી વરેલી હોય: આમ માગી મેળવાતી હશે? રીતસર પીવાની મોજ તેઓ એક દિવસમાં કાંઈ માણી શકે? આ જુવાનિયાઓને દસ્સાથી જામ પણ ઉચકતાં આવડતા નથી: અમૃતનો મીઠો આસ્વાદ સફાઈથી લેવામાં એ સમજે જ શું? પાણી પીતા હોય એમ મહુડી પીવા બેઠા! છટ્! આપણા કારભારી પણ જુઓ ને. મોટી લાકડી ને લાંબી ચાબુકથી તે ખેતરોમાં મુકાદમી કરે એટલું જ. અહીં પીઠામાં તો જમીન પર

તરફડતી માછલીના જેવી એમની દશા છે."

નંદુને સિત્તેર વર્ષ થયાં હતાં. ચડવાની એની પકડ મજબૂત હતી. તે ધીમેથી ગંભીર સ્વરે બોલતો: એની ચંચલ દૃષ્ટિમાં અનુભવ ચમકતો. સુરાપાનના સુજનજૂના શોખમાં આટલા બધા નવાગંતુકોને જોઈ તે શબ્દે શબ્દે તુચ્છકાર દાખવતો. એમના આગમનથી મહુડીનો ભાવ વધી ગયો હતો ને જાત હલકી આવતી.

"નંદુ! એક દિવસ મેથીપાક આપી એમની સાન ઠેકાણે આણવી જ જોઈએ. અહીંના રાજા તો આપણે. આપણી આગળ એમની શી વિસાત! આદિતરામ આપણો મુકાદમ ખરો પણ આ પીઠામાં એનું ભાગેલા ઠીકરાથી યે વધારે મૂલ્ય નહિ. અહીં દમ મારવા જાય તો ખબર જ પાડી દઈએ." મકને ધીમે સાદે ઉત્તર દીધો.

કાભાઈ અત્યાર સુધી સુરાપાનમાં જ ચકચૂર હતો: રોષ ભરી નજર ફેરવી હવે તે ખડખડાટ હસ્યો ને ઘૂરકચો, "અલ્યા મકના! તારામાં તો પાઈની યે અક્કલ ન આવી. આટલાં વર્ષો ક્યાં નાખ્યાં? આ જાત અમસ્તી જ વધારી? આનું સાચું રહસ્ય તો તને સમજાયું જ નથી."

મકન વાંધો ઉઠાવી ખોંખાર્યો પરંતુ કાભાઈએ એની પરવા જ કરી નહિ. "આદિતરામ અંત્યજોના નાનકડા ટોળા પર રોફ મારી ખાય. એ તો નાથુજીનો ટેકો ન હોય ને તો ખબર જ પડી જાય. વળી મુખી સાહેબ પણ નાથુજીની નજરે જ જુએ. જરા વિચાર કરો. નંદુભાઈ! આ મકન કરતાં તમે સારી રીતે સમજી શકશો. તીણું નાક ઊંચું કર્યે કાંઈ સમજ ન આવે. આખો દિવસ આપણે મહેનત મજૂરી કરીએ છીએ

તોય આ એક જ પ્યાલીના થોડાક આનંદ માટે પણ જોઈતાં નાણાં મેળવી શકતા નથી."

હવે કાભાઈએ પોત પ્રકાશ્યું. એની આંખોમાંથી રોષના તણખા ઝર્યાઃ મેઘનાદે તે તડૂક્યો, "જગતભરમાં અત્યંજોની એક પૂરી મિત્ર આ પ્યાલી. આપણા મહેરબાનો માટે મધ, ફળ ફૂલ ને બીજી અનેક પ્રકારની સામગ્રી! એમાંનું આપણે કદી કાંઈ જોવાનું પણ ખરું કે? ખેડવા કે ઘર બાંધવા ટુકડો જમીન પણ આપણી થવાની કે? આપણી વહુ દીકરીઓ પણ આ શાહુકારોની ગુલામડીઓ. આપણાં કુમળાં બાળકો એમનાં ઢોર ઢાંકર સાચવવા રઝળવાના છતાં ય દૂધનું એક ટીપું યે એમને કંઠે ઉતરવાનું કદી? નંદુજી! કહો. તમે સમજુ છો. એક પ્યાલી સિવાય અંત્યજનું મૂલ્ય શું?"

નંદુ ને મકન બન્ને યે સંમતિદર્શક માથું ધુણાવ્યું. કાભાઈનો ઉત્સાહ વધ્યો: તેણે એક બીજી પ્યાલી ગટગટાવી, "આપણે આટલી મજૂરી કરીએ છીએ છતાં ય નાથુજી આપણાથી પાંચ ગણું કમાય છે. એ બધી યે સીધી કમાણી હોય એવું તમને લાગે છે? નાથુજીને હમણાં ભંડારી બનાવ્યા છે ને મુખી તો મહિનામાં વીસ દિવસ બહારગામ પડી રહે છે. એમાં ઉંદરનું કાણું હોય ને નાથુજી રાત્રિદિવસ એનો પહેરો ભરતા હોય તો કોણ જાણે?"

બીજાના કિસ્મત પર કાભાઈ ઘૂરક્યો. જુવાનીમાં ભંડારિયાના ઉંદર તરીકે એણે સારી નામના મેળવી હતી. કુદરતે બક્ષેલા લાંબા હાથનો એણે પૂરેપુરો લાભ ઉઠાવ્યો હતો.

નંદુ, મકન કે કાભાઈને જીવનના બીજા ગૂંચવણિયા પ્રશ્નો કદી યે ઉકલવાના નહોતા: જેમ પદવી ઊંચી તેમ પીડા વધારે.

વળી મુખીના બાપે કોઈ અગત્યની સેવાના બદલામાં એમને બે ખાંડી ડાંગરનું વાર્ષિક નજરાણું બાંધી આપ્યું હતું. એક વાર પાડોશના મુખી સાથે તકરાર પડી હતી ત્યારે આ લોકોના વડવાઓએ રાતોરાત સામા પક્ષના ખેતરોમાં ઘૂસી જઈ ધાન્યની કાપણી કરી આવ્યા હતા. એને પરિણામે જ તેઓ અત્યારે આમ ફાલેલા વકીલો પેઠે લહેરથી ગપ્પાં હાંકી રહ્યા હતા.

## ૫

એક બીજી ટોળી પણ ખાલી ને પીંજણમાં મશગૂલ હતી.

"અલ્યા ઇશ્વર! આજનું દાડિયું કાંઈ માગ્યું કે? મારો હાથ તો હમણાંનો ઘણો જ ભીડમાં છે. તને પણ અઠવાડિયાથી કાંઈ રોજી મળી હોય તેમ લાગતું નથી." મુખીના ચોકીદાર કાલુએ ફેંક્યું. ઇશ્વર પણ એક વાર ચોકિયાત હતો પરંતુ એને નોકરીમાં ફાવ્યું નહિ. તે સૌથી વધારે મજૂરી કરતો છતાં ય નામોશી એને જ શીર ચોંટતી. એક ચોરીની વહેંચણીમાં એને ને આદિતરામને તકરાર પડી. મહેનત ઇશ્વરે કરેલી ને આદિતરામ લાભ ઉઠાવવા માગતો હતો. પરિણામે ઇશ્વરને રજા મળી.

"પણ કાલુભાઈ! પૈસા લાવવા ક્યાંથી? આજ તો બૈરીનો વાંસો હળવો કરી થોડાક પૈસા પડાવી લાવ્યો છું."

"એટલે?"

"આમસ્તો" એણે હવામાં હાથ વીંઝયો, "છેવટે એણે છૂપો ભંડાર બતાવી દીધો. રૂપાનું નાનકડું માદળિયું.

"તારા છોકરાનું માદળિયું? હવે?"

"હા! એણે છૂપાવી રાખ્યું હતું. રાંડ બે દહાડા રોઇને રહેશે. હું ક્યાં એની પરવા કરું એવો છું. ધીમે ધીમે બધું વિસારે પડશે. પણ કાલુભાઈ! તમે આજે દહાડો કેમ કાઢ્યો એ તો કહો. તમને ય છેલ્લો પગાર નથી મળ્યો. મુખી સાહેબ તો હમણાં રોજ મોટારની સહેલગાહે ઉપડે છે."

"ખરી વાત છે. ઈશ્વર! બળી આ નોકરી. આના કરતાં તો ભૂખમરો ને મોત સારું. આપણા કરતાં તો મુખીનાં ઢોર ઢાંકર સારી મોજ માણે છે. આદિતરામ ને નાથુ જેવા ચોરોને જ અહીં તો ફાવે. ગઈ રાતે તો મેં મટકું યે માર્યું નથી. નદી પરનું પેલું વડનું ઝાડ ગયા પૂરમાં તૂટી પડ્યું છે. કેટલાયની તેના પર નજર ઠરી હતી. પારકી કુહાડી માગી લાવી હું આખી રાત મથ્યો. બળતણના પાંચ ભારા તૈયાર કરી લીધા. બૈરી છોકરાંને લઈ રાતોરાત દસ માઈલ ચાલ્યો. અમાસની રાત્રિનો અંધકાર. કાંટા ઝાંખરાનો પાર નહિ. કાદવકીચડ પણ એટલો. છતાં ય સવારે વાસદ જઈ અર્ધી કિંમતે એ ભારા વેચી આવ્યો. ચોરીનો માલ! મારા બાપ! ઝાડનાં પાંસળે પાંસળાં છૂટાં કરી નાખ્યાં હોય છતાં માઈલોના માઈલો સુધી ચોરીની ધાક કાયમ રહે છે. પાંચ ભારાનો એક રૂપિયો આવ્યો. આ રહ્યો.' કાલુ ઉલ્લાસથી હસ્યો. ઈશ્વરની આંખમાં ઈર્ષ્યા આવી.

કાલુના રૂપિયા પર સમગ્ર પીઠાની નજર ચોંટી રહી. કાલુએ વાત આગળ વધારી, "આ રહ્યો એ રૂપિયો. મારી ઘરવાળીએ કાચની બંગડીઓ માટે એક આનો માગ્યો. મેં શું કર્યું? ખબર છે? એના હાથને એવો તો આમળો દીધો કે બંગડીઓ માટે તે હવે બોલશે. ઉપરથી એક થપ્પડ ચોઢી વાળી તે નફામાં. મારા દીકરાએ આટઆટલી મજૂરી કરી મમરા

માટે એક પૈસો માગ્યો ત્યારે એના મોં પર એક જડાવી ઘૂંટણમાં લાત મારી. એ બહાદુરીનું વળતર આ રૂપિયો. ત્રણ દહાડા નહિ ચાલે ? — ઈશ્વર !"

"પણ કાલુભાઈ ! તમારી ચોરી પકડાશે ને વાંસામાં ફટકા પડશે તો ? નાથુજી ને આદિતરામ અહીં જ છે એ તમે ભૂલી ગયા."

"મને એમની શી પડી છે ? પીઠામાં સહુ સરખા. મુકાદમ થયો એટલે શું થઈ ગયું ? એક પ્યાલી એને પક્ષમાં લેવાને બસ છે. કેમ આદિતરામ ! શી ખબર છે ?"

"છટ્ ! લૂખા ટટ્ટુઓ ! સબ સબકી સમાલિયે. કાલુ ! પેલો રૂપિયો ક્યાંથી ચોરી લાવ્યો ?"

"એ ચોરીનો માલ હશે તો એમાં તારો ભાગ ક્યાં નથી ?"

"એ બીજી વાત છે."

"જુઓ, આદિતરામ ! તમારા જેવો કોઈ મુકાદમ મેં આજ સુધી જોયો નથી. એ ભંડાર, એનાં ઉંદરિયાં ને અમારા આદિતરામ જીવતા રહો." ઈશ્વર કાલુ ને ઈંદરજી એક સામટા બોલી ઊઠ્યા.

દારૂના વધતા જતા તોફાનમાં એની કમાણીનાં મૂળ ન શોધાયાં તે જોઈ ઈંદરજી રાજી થયો. મુખી સાહેબના એક શ્રીમંત મહેમાનની સોનાની એક કંઠી જ એણે ઉડાવી હતી ને પીઠાના ગલ્લા પર બેસનાર સાથે મળી જઈ એક મહિનાની એણે નીરાંત કરી દીધી હતી.

૬

ગોવિંદ, પરસોતમ ને નાથુજી તો પીઠાના અમીર વર્ગમાં લેખાતા. એમની લૂલી પણ પ્યાલી સાથે પટપટારો કર્યા જ કરતી. નાથુજી સૌનો આગેવાન હતો. મુખીના ભાઈ ચતુરભાઈનો એ ખાસ માનીતો હતો.

"નાથુજી! મુખીની હમણાં હમણાંની રીત ભાત તને પસંદ પડતી જણાતી નથી. આવા ચોરી છૂપીના ધંધા છોડી દઈ બીજે સીધી નોકરી શોધી લઈએ તો શું ખોટું?" ગોવિંદે ધીમેથી નાથુજીને શીશામાં ઉતારવા પ્રયત્ન કર્યો. મૂળજીભાઈ મુખી ને નાથુજીને ચકમક ઝરે એવો પ્રસંગ ગોવિંદ શોધ્યા જ કરતો. "આપણે રાતદિવસ ભૂખમરો વેઠીએ ને મુખી અજાણ્યા માણસોની રોજ રોજ મહેમાનગતિ કરી મોજ ઉડાવે. હવે તો જમાનો સાવ બદલાઈ ગયો છે. પહેલાંની છાપ ક્યાં ય પરવારી ગઈ. આપણા કલ્યાણભાઈ કહે છે તેમ ક્રાંતિનો જુવાળ આવવાની હવે વાર નથી."

"ખરી વાત છે. ગોવિંદ! એક વરસ થયું મને ફૂટી બદામ મળી નથી. મુખી રોજ રોજ બહારગામ ફરે એટલે મુનીમો પણ માથે જ ચઢી વાગે ને? અધીં જમીન તો આ સાલ પડતર રહી છે. મારી ધાકધમકી ને આદિતરામની ચાબુક ગમે તે કામ કરે છતાં ય ખેડુતોમાં અસંતોષ ફેલાયો છે એ વાત નક્કી. મુખી સાહેબ તો ધારાસભાની ચૂંટણીમાંથી ઊંચા આવતા જ નથી. નરસંડાના મુખીને કેમ હંફાવવા એ જ લગની તેમને લાગી છે ને આપણા પગારો અમલદારોને પ્રસન્ન કરવામાં ક્યાંઉ થઈ જાય છે ક્યાંઉ."

"તમે કલ્યાણભાઈ જેવું જ બોલતા શીખ્યા. એમની ઢબ

પણ તમે ઝીલી લીધી જણાય છે. આપણે ધાન્ય પકવીએ પણ આપણો એમાં હિસ્સો જ નહિ. એવું આપણે ક્યાં સુધી નિભાવી લેવું? મોટાભાઈ! તમે માથું ઉંચકો. અમે તમારી પાછળ પ્રાણ પાડવા તૈયાર છીએ. આદિતરામ પણ એના ચૂંટેલા માણસો લઈ તમારી પડખે રહેશે. તમારી પ્રતિજ્ઞાથી એ કદી યે અવળો પડ્યો છે? આ ગુલામો, ચોરના સરદારો ને દળદરીઓને એકઠા કરો, એમને કલ્યાણભાઈ કહે છે તેમ મનુષ્ય બનાવો. કંઈ સારુ કામ આપણે કરી બતાવવું જ જોઈએ. તમે એકલા જ કાંઈ રસ્તો કાઢી શકો તેમ છો આ જનમે શરાબના સોગંદ ખાઈ હું તમને ખાત્રી આપું છું કે આ પ્રાણ જાય તો ભલે પણ તમારો સાથ નહિ છોડું."

"હા! કલ્યાણભાઈ પણ આવું જ ઉમદા ભાષણ કરે છે. સંપી જાઓ. સઘળાના ભલા માટે મથો. દારૂ છોડો. એ તો એક શાપ સમાન છે."

"ખરેખર! ભાઈ! એમનાં વચન તો દેવવાણી સમોવડાં છે: આપણે એમનો પડતો બોલ કેમ ન ઉપાડી લઈએ?" પુરુષોતમ પણ ભાવભર્યો બોલી ઊઠ્યો. "કલ્યાણભાઈ તો મહા પુરુષ છે. આજે સવારે જ હું એમને આશ્રમમાં મળ્યો હતો. એ ગરીબો ને પીડિતોને રેંટિયા ને ખાદી વહેંચતા હતા. લોકો કહે છે કે નાતાલમાંથી એ ઘણું કમાઈ લાવ્યા છે. ખેડાના કલેકટર બનવું તો એમને મન રમત વાત હતી. એમણે મારા પ્રત્યે પણ ખૂબ જ કાળજી બતાવી હતી." પુરુષોતમ નાથુજીનો કનિષ્ઠ બંધુ હતો. તેને ભાગ્યે જ સોળ વર્ષ થયાં હશે.

"પુરુષોતમ! એ બધાના પર માયા રાખે છે. તારા

માટે તો એમને ખાસ પક્ષપાત છે. અમારામાં તું એકલો જ કાંઈક ભણ્યો છે. મને શાળામાં જ ન મૂકયો એ મને એથી ઘણું જ ઓછું આવે છે. તને વધારે અભ્યાસ ન કરાવી શકયો એ હકીકત પણ મને ખૂબ જ સાલે છે. હું ભંડારિયાનાં કાણાં જરા મોટાં કરીને તને ભણાવત પણ આ પીઠું આડે આવ્યું. અરે રે! એણે આપણને ખરાબ કરી નાખ્યા. આપણું બધું જ બગડવા બેઠું છે. મુખી પણ સાચવશે નહિ તો એમનું ગાડું આમ લાંબુ નહિ નભે "

"હું નાનો છું છતાં ય મોટાભાઈ! મને પણ એમ લાગે છે કે આપણા ગામડિયા જીવનમાં મહત્વનો પલટો થવો જ જોઈએ. આ પીઠાને આપણે જડમૂળથી ઉખાડી નાંખવું જોઈએ. આપણું તો એ સત્યાનાશ વાળવા બેઠું છે. કલ્યાણભાઈ જ આપણને મનુષ્ય બનાવશે. એનાં વચનો આપણે અપનાવી જ લેવાં જોઈએ. એક દિવસ એવો પણ આવશે કે આપણા મૂળજીભાઈ મુખી પણ એમની નજરે જોતા થઈ જશે. એમની આંખમાં તો જાદુ ભર્યાં છે જાદુ. એમની દૃષ્ટિ જ પતિતોને પવિત્ર બનાવે છે."

"સ્વર્ગમાંથી દેવો ઉતરી આવે તો ય એ બનવાનું નથી. પુરુષોત્તમ! જુવાનિયાઓ ક્યારના ય કાદવમાં લપટાઈ ગયા છે. એમની વૃદ્ધ માતાઓની રડતી આંખ તરફ જરા નજર કરજે. કુંવારા છોકરાને આમ રસ્તે ચઢતો જોઈ એમનાં હૈયાં ભાગીને ભૂકો થઈ જાય છે. જુઓ! જુઓ! કલ્યાણભાઈ આવ્યા. કેવા દૈવી પુરુષ!!! — આપણે એમનાં વેણુ ભલે ન ઝીલીયે પણ એમને પ્રણામ તો કરીએ."

નાથુજીના સ્વરમાં સહૃદયતાનો સાચો થડકાર હતો.

૯

" કલ્યાણભાઈ! આજ આટલા બધા મોડા કેમ ? " નંદુ, મકન કાભાઈ : ઈશ્વર, કાલુ ને ઈંદિરજી એકી અવાજે બોલી ઉઠ્યા. સુરાપાનની વિવિધ કક્ષાએ વિરાજતા માનવજીવડા ઊંચા થયા ન થયા ને નમી ગયા. છતાં ય એ મીઠા પીણા કરતાં દરેકને કલ્યાણની હાજરીથી વધારે આનંદ થયો. કલ્યાણ તો એમનો સૂત્રધાર : તારણહાર હતો. એમના ઉદ્ધાર માટે તો એ દૂર દૂરના દરિયા ખેડી પાછો વતન વળ્યો હતો. ઉલ્લાસના બે બુંદ એમના જીવનમાં રેડવા કટિબદ્ધ થયો હતો.

આબાદ દારૂડિયાને પણ સંત પુરુષ માટે માન હોય છે.

આજે કલ્યાણ અસાધારણ ગંભીર હતો. હા. સાધુતાના ઓળાથી એ દેદિપ્યમાન તો હતો જ પરંતુ આજે તે ઝડપી ને મક્કમ પગલે પીઠામાં પેઠો. એના આગળ ને ચોમેર નીરવતા પ્રસરી ગઈ.

" કલ્યાણભાઈ ! આજે તમને થયું છે શું ? અમે તો એમ માનીએ છીએ કે તમે કશાથી યે અસ્વસ્થ બનતા નથી. તમારું વદનં હંમેશાં હસતું જ રહે છે. " સહજ સાનભેર નાથુજીએ પ્રશ્ન કર્યો. આ સવાલ પૂછતાં પણ એ રોજના કરતાં મોટા સાદે બોલ્યો હતો કારણ કે ત્રણ પ્યાલીઓ તો ક્યારની એ એના પેટમાં સમાઈ ગઈ હતી. એની આંખમાંથી હાસ્યન તણખા ઝરતા: એની વાણીમાં બાળકનો ઉત્સાહ પરખાતો. ચોથી પ્યાલી તો હજી એણે હોઠે જ અડાડી હતી. કલ્યાણના આગમનના માનમાં અજબ ત્યાગની ઝાંખી કરાવતાં એણે એ પૃથ્વી પર ફેંકી દીધી. કમનસીબ પ્યાલી ગબડતી ગબડતી છેક પીઠાની

બહાર જઈ પડી હતી.

"નાથુજી! તમારા શેઠના છેલ્લા સમાચાર હજી તમને નથી મળ્યા? વાહ રે ભલા માણસ! તમને ભગવાને આંખ ને કાન આપ્યાં છે પરંતુ આ પીઠામાં આવવા માટે જ તમે તેનો ઉપયોગ કરો છો: બીજા કાર્ય માટે નહિ. ખરું ને? મને તમારે માટે લાગી આવે છે પરંતુ મારી એ લાગણી મને તો વેડફાઈ જતી જણાય છે. છેલ્લી હકીકત સાંભળી કે નહિ?" કલ્યાણે પોતાનો પ્રશ્ન ફરી રજૂ કર્યો.

પ્રેક્ષકવર્ગ જરા વધારે શાંત બનેલો જોઈ તેણે આગળ ચલાવ્યું.

"હવે તમારા મુખી શ્રીમાન મૂળજીભાઈ પોતાનાં માણસોથી મને દબાવી ન શક્યા એટલે સરકારની મદદ માગવા ગયા છે. કલેક્ટર ને પોલીસને ભંભેરવા એમણે કાંઈ કાંઈ વાતો જોડી કાઢી છે. પરંતુ એમાં કોઈ એ ખાટી જવાના નથી: નૂતન હિંદના વાતાવરણમાં પ્રસરેલો સ્વતંત્રતાનો પડછંદ કોઈ એમ શમી જવાનો નથી નંબર નવની વાટ જોતા શ્રીમાન્ મૂળજીભાઈ મને સ્ટેશન પર જ મળ્યા. પેલા ફિક્કા, ચીમળાયલા સુકલકડા ને ભૂખારવા નવા સ્ટેશન માસ્તર સાથે તે લહેરમાં વાતો કરતા હતા. સુંદર પત્ની હોવાનું એને ધન્યભાગ્ય સાંપડ્યું છે. સૌન્દર્ય ને પ્રતિભામાં મેં હજી સુધી એવી મહિલા ક્યાંય દીઠી નથી. એની નજરમાં દમામ ને મેઘસમી ગર્જના નિર્ઝરે છે: એનાં નયનમાં વીજળી ઝબૂકે છે. એના વદન પર કોઈ અલૌકિક તેજરેખા પ્રકાશે છે. અરેરે! આવાં ફૂલોને નંદન-વનમાંથી ચૂંટીને પામર પ્રાણીઓની પૃથ્વી પર ફેંકી દેવાં ન જોઈએ. આકાશના અંધકાર ભેદતા રત્ન-કણિકા સમોવડા

તારલા સમી એ શોભે છે."

કલ્યાણ ઘણું તો મનમાં જ બોલી ગયો. મનની વાત કહેવામાં તેણે કાંઈ ઔર આનંદ અનુભવ્યો. હા પ્રથમ દૃષ્ટિપાતે કોઈ પણ સ્ત્રીએ એને આટલો સાત્વિક આનંદ આપ્યો નહોતો. જાણે હિમાલયનાં ગિરિધારાથી હિમકણો વરસી વર્ષાના વરસાદમાં મેઘધાર છૂટી કે શાંત સરિતા પ્રવાહ બનવા કોઈ ધસમસતું ઝરણું ગિરિકંદરામાંથી ફૂટી નીકળી અરણ્યનો આહ્લાદ અર્પી રહ્યું.

"સ્ટેશન માસ્તરના રસોડામાં પ્રભાતસૂર્યના પ્રકાશમાં તે આમ તેમ જતી આવતી તે વખતે શ્રીમાન મૂળજીભાઈની બીકણ પણ તોફાની નજર રેલ્વેના સમસ્ત વિસ્તારને એક પલકમાં પી જઈ સ્ટેશન માસ્તરની પત્નીની કુમળી દેહલતા પર ઠરતી ને શ્રીમાન રોમાંચ અનુભવતા. અરેરે! સોલંકી સરદારોથી છંડાયલા આંકલાવમાં એકવાર ફરીથી કરુણ પ્રલાપ સંભળાશે."

આ દારૂડિયાઓ આગળ ભાષણ મારી એ પોતાની શક્તિઓ વેડફી મારતો હતો એમ સમજતાં કલ્યાણ સહજ થંભ્યો. ગળું ખોંખારી તેણે ફરી ચલાવ્યું—

"શ્રીમાન મૂળજીભાઈએ મારા તરફ એક કરડી નજર કરી. એમની આંખના અણુસારે અંગાર વરસ્યા. એનો પ્રતિકાર કરવાને બદલે મેં સ્મિત હાસ્યથી પ્રત્યુત્તર વાળ્યો. નાથુજી! હજી આફ્રિકાનું મારું ઉપવન સલામત છે. મારી માતૃભૂમિની સેવાને માટે, તમારા ઉદ્ધાર માટે જ હું ગયે વર્ષે આ તરફ આવ્યો છું. પરંતુ અહીંનું જીવન તો મને નીચ, ગંદુ ને શબ્દો પણ ન વર્ણવી શકે એટલુ હલકું પરખાય છે. મારી ગંભીર ચેતવણીઓ ને પ્રવૃત્તિમય જીવન જાણવા છતાંય તમે રજ માત્ર

પણ સુધર્યા નથી. દરેક સંધ્યાએ હું તમારી વચ્ચે આવી બેસું છું. ઘડી ભર તમે બધા ય મન સાથે સુરાપાનનો સદાને માટે ત્યાગ કરવા નિશ્ચય કરો છો પરંતુ બીજી જ સંધ્યાએ પાછું હતું એમનું એ જ."

નંદુ મકન ને કાભાઈ, ઈશ્વર કાલુ ને ઈંદરજી ધીમે ધીમે કલ્યાણને વીંટાઈ વળ્યા. ઘડી ભર થંભી ઊંડો નિશ્વાસ મૂકી કલ્યાણે ફરી શરૂ કર્યું.

"નંદુ! ઈશ્વર! નાથુજી! હવે જ તમારો મોકો આવ્યો છે. તમારું જીવન પલટી નાખો. મનુષ્ય બનો. પીણાનો સદંતર ત્યાગ કરો. એટલે આ પીઠું આપોઆપ બંધ થઈ જશે. આંકલાવને ફરી એક વાર પીઠાવિહોણું બનવા દો. સારી મજૂરી ન મળે તો કામે ચઢવા ના પાડો. દારૂની બદી છોડો. હર પળે ઉન્નત જીવન જીવવા પ્રયત્ન કરો. અત્યાર સુધી તો મારાં વચનો અફળ ગયાં છે. તમારી પાછળ ખર્ચેલાં નાણાં આડકતરી રીતે પણ આ પીઠામાં જ ઠલવાયાં છે. નાથુજી! તમે ભલા ને હિંમતવાન છો. તમે આ લોકોના આગેવાન બનવા જન્મથી જ લાયક છો. આંકલાવના તાજ વિહોણા રાજા છો. આ લોકો મારી વાત નહિ માને. પરંતુ આ વીર જીવાત્માઓને તમે વિજયપ્રસ્થાન કરાવી શકશો. આ વિભાગમાં તમે જ નવજીવન રેડી શકશો. દારૂની બદી તમને એમની હલકી કક્ષામાં પછાડી નાખે છે. જીવનનાં સાધુ તત્ત્વો પ્રતિનું તમારું જોમ ઓસરી જાય છે."

કલ્યાણ બેઠક પરથી ઊભો થયો. હાથ હલાવી છેવટનો પડકાર કર્યો, "નાથુ! પલટાતા જીવનના પડછંદ પડતા મને સંભળાય છે. તમને એનો અણસારો પણ નથી આવતો? જાગો. ઊઠો. આજે જ પ્રભુતામાં પગલાં માંડો. ગયેલો અવસર ફરી ફરી પાછો નહિ મળે."

કલ્યાણભાઈ આજે અસાધારણ જોમથી બોલ્યા. ઉત્સાહભર્યા મનોભાવના સાક્ષાત્કારનો આનંદ અનુભવતા એ બધું બોલી ગયા. પોતાના જ માણસોની અવદશા જોઈ એમની આંખ અશ્રુભીની થઈ. દારૂના ઉન્માદના દશ્યને ઢાંકવા તેમણે ઘડી ભર નેત્રો મીંચી દીધાં.

નાથુજીનું ૈયું ભરાઈ આવ્યું. તે ઊભો થયો. બીજે સવારથી જ તે દારૂ છોડી દેશે એવી તેણે પ્રતિજ્ઞા કરી.

"પરંતુ કલ્યાણભાઈ!" નાથુજીએ પલટાયલા સ્વરે જ વાત વધારી, "તમે નાતાલની લક્ષ્મીના પનોતા પુત્ર છો છતાં અહીં તો મૂળજીભાઈ મુખી આગળ તમારી લાગવગ કાંઈ જ હિસાબમાં નથી. પાણીમાં રહી મગરથી કામ લેવાનું છે. આખા તાલુકાના તે આગેવાન છે. સરકારમાં પણ તેમનું માન પડે છે."

"પણ નાથુજી! તમે મારી વાત વિસરી જાઓ છો. શ્રીમાન મૂળજીભાઇને જેમ કરવું હોય તેમ કરવા દો આપણે તો આપણાં ઘર જ સુધારવાનાં છે. સ્વયં આત્મસુધારણા સાધવાની છે. બીજાઓને દાખલો બેસાડવાનો છે. જરા અજમાયશ કરી જુઓ. ધીરજ ને આત્મભોગ, આપણા ને આપણા આત્મબંધુઓ માટે શું કરી શકે છે તે તમને પછી જ સમજાશે સાચું બલિદાન દેનારને તેમ જ લેનારને લાભદાયી છે. આપણે બીજાનું બગાડવા માગતા જ નથી જીવનમાં જણાતું દુઃખ દૂર થવું જ જોઇએ એટલો જ આપણો હેતુ છે. આવતે વર્ષે દારૂનું ને દુઃખનું નામ નિશાન પણ રહેવું ન જોઇએ. નહિ તો મારું વચન જાય. મારે કોઈ દૂર દેશમાં ભાગી જવું પડે. હતાશ હૃદયે સૂર્યના પ્રખર તાપમાં આથડવું પડે."

કલ્યાણના વચને નાથુજી પર ધારી અસર કરી. "અમ સરખા સાધારણ મનુષ્યો અમારી જાતે સુધરી જ શકીએ નહિ," નાથુએ ધીમા સ્વરે ઉત્તર દીધો, "આગેવાની લેતાં પણ અમને આવડે નહિ. એ તો મોટાં માણસોનાં જ કામ. મુખી સાહેબ કેવું જીવન ગાળે છે એ તો તમે જાણો છો જ. હજારોની બરબાદી થાય છે. તેમને હજી ત્રેવીસ વર્ષ પણ ભાગ્યે થયાં હશે છતાં ય જીવનના આ અમૂલ્ય કાળે એમણે જીવન વેડફી નાખ્યું છે. એમનાં મોટી બા વ્યર્થ આંસુ સારે છે. એમના મુનીમો ને નોકરોના પગારો મહિનાઓથી ચઢી ગયા છે. સારા કામની એમને કદર નથી. ખોટી વાત કરનારને ઈનામોની નવાજેશ કરવામાં આવે છે. નાના પટાવાળાથી માંડી છેક કલેકટર સુધીનું લોભી નોકરીઆત જગત એમની પાસેથી ખવાય એટલું ખાય છે ને અવળે માર્ગે દોરવા જ તેમની પીઠ થાબડે છે. ચાકરોમા જોઈએ તેટલો અસંતોષ પ્રસરી ગયો છે. મારફાડ ને ગુનાઓ વધી જતાં વાર નહિ લાગે: એમના ભંડારો આગથી તારાજ થતાં એક ક્ષણનો પણ વિલંબ નહિ થાય." નંદુ મકન કાભાઈ, ઈશ્વર કલુ ને ઈંદરજી: સર્વેએ આ વાત હર્ષનાદે વધાવી લીધી લૂંટફાટની પરવાનગી મળે એટલી જ તેઓ વાટ જોઈ રહ્યા હતા. કાભાઈએ તો ખૂબ જોરશોરથી જયનાદ ઉપાડી લીધો.

કલ્યાણભાઈએ ધીરજથી બધું સાંભળ્યું. 'પણ નાથુજી!" શાંત સ્વરે તે બોલવા લાગ્યા, 'એ તો અવળો માર્ગ થયો. એથી તો કોઈને ય લાભ નહિ થાય તમારી પોતાની સંપત્તિ ને તમારા પોતાના ખોરાકનો જ તમે હાથે કરીને નાશ કરશો."

"અમો ગરીબ અજ્ઞાન મજૂરોને તો એ એકલી વાત જ આવડે છે. આપને પૂછવું હોય તો પૂછી જૂઓ આ રહ્યા બધા."

"નાથુજી ખરું કહે છે. બરાબર છે. બરાબર છે." નંદુ મકન કાભાઈ, ઈશ્વર કાલુ ઈંદિરજી: બધા જ એક સ્વરે ગાજી ઊઠ્યા, "રજા આપો તો આજે જ બધું પાર મૂકીએ. આજે મુખી સાહેબ પણ ગામમાં નથી." જાણે એ જ પળે તૈયાર થઈ ગયા હોય તેમ બધા જ ઊભા થઈ ગયા. "આજે જ પાર મૂકીએ. મુખી અહીં નથી." તેઓએ હર્ષનાદ કર્યો.

"નહિ નહિ. નાથુજી! આ ગરીબ લોકોને પોતાનો વિનાશ વહોરી લેવા જ તમે ઉશ્કેરી રહ્યા છો. શાંતિથી જ શાંતિ વળશે. લડાઈથી લડાઈ જ રહેવાની."

"જુઓ જુઓ. પેલા આંબા નીચે કરણ આ તરફ આવતો જણાય છે. મુખીનો એ બાતમીદાર છે. તમારું સત્યાનાશ વાળવામાં એનો જ હાથ છે." નાથુજી પોકારી ઊઠ્યા.

કરણ માપસર પગલાં મૂકી ધીમે ધીમે એ તરફ આવતો હતો. એના વદન પર કાંઈ નવો જ ઉલ્લાસ ચમકતો હતો. કલ્યાણ ધ્યાનપૂર્વક એની સામું જોઈ રહ્યો: મીઠા હાસ્યે તેને આવકાર દીધો.

"અલ્યા કરણ! તું સો વર્ષ જીવવાનો છે, હો!" ઈંદિરજીનું જૂનું ઝેર ઊભરાઈ આવ્યું. કેફથી એ પ્રબલ બન્યું હતું. કરણને આશીર્વાદ આપનાર કલ્યાણ ને કરણ વચ્ચે ઠેરે એ જોવા તે વધારે આતુર બન્યો હતો.

"હા. તમારા મોઢા પરથી જ જણાય છે કે તમે બધા મારી જ વાત કરતા હતા. અમારા કલ્યાણભાઈ હોય ત્યાં બીજું હોય પણ શું? નરમ ઘેંશ જેવાને ય બળવાખોર

બનાવવાનો તો એમનો ધંધો જ છે. પરંતુ પરિણામે એ વિનાશ જ નોંતરી રહ્યા છે એનું એમને ભાન નથી. હર પળે એ સૂકા ઘાસની ગંજીમાં જ ચિનગારી મૂક્યા કરે છે. લૂખા માણસો જ તોફાને ચઢે ને? નવરા જ નખ્ખોદ વાળે ને! તેથી જ તેમને હું રોજ સુરાપાન કરવાનો ઉપદેશ આપું છું. પ્યાલીને હાથ અડકાડે તો જ તે મનુષ્ય બને. ત્યારે જ એમને જીવનનું મૂલ્ય પરખાય. ખાખરની ખિસકોલી સાકરનો સ્વાદ શું જાણે?"

કરણે મહુડીના ઘડા તરફ આંગળી કરી. એ ખલાસ કરવાની એનાં વચનોની છૂપી ઘોષણા હતી. કરણ બહુ જ ચીવટથી ને છૂપા હર્ષથી પડકાર કરી રહ્યો હતો.

"આજે આટલો બધો હર્ષોન્માદ શાથી? કરણ!" નાથુએ પૂછ્યું.

કરણે પોતાની મૂઠી ઉઘાડી. એના હાથમાં પાંચ રૂપિયા ચમકી રહ્યા. કલ્યાણ તરફ તે તુચ્છકારથી ફર્યો.

કરણ ને કલ્યાણ પિત્રાઈ હતા. હિંદુ સંયુક્ત કુટુંબમાં બન્ને સાથે ઉછરેલા. એમનું મૂળ વતન પેટલાદ. નાનકડું પણ સાહસિક ગામડું. કરણના પિતા વડીલ હોવાથી સમગ્ર કુટુંબ પર પોલાદી રાજ્ય ચલાવતા. જૂના વખતમાં તેમણે સારા દિવસો જોયેલા. આખા તાલુકાના આગેવાન હોઈ સરકારમાં પણ તેમનું સારું વજન પડતું. આસપાસના પ્રદેશનો વહીવટ પણ તેમને સોંપવામાં આવેલો. મોટા ભાઈના કડક તાપથી કલ્યાણના પિતા નરસિંહભાઈનો સ્વતંત્ર ને સાહસિક આત્મા કકળી ઊઠ્યો. એક અણીની પળે તે દેશાવર ભાગી ગયા. નાતાલ જઈ તેમણે અડ્ડો જમાવ્યો. એ વેળા તે ભાગ્યે ચોવીસ વર્ષના હશે. પરંતુ એમનો એ આત્મમંથનકાળ હતો. યુવાનોના

નસીબ ઘડાય કે તૂટે તે એ ગાળામાં જ.

પછી તો નરસિંહભાઈએ ઇતિહાસ સરજ્યો. મહાત્મા ગાંધીજીના તે જમણા હાથ બન્યા. મહાત્માજીને ચુસ્ત રાજનીતિજ્ઞ બનાવવામાં એમણે મોટો ફાળો આપ્યો.

તેથી કલ્યાણભાઈ પણ ઉચ્ચ સંસ્કારમાં જ ઉછર્યા. દેશબંધુઓની સેવા તો એમને અખંડ વારસામાં મળેલી સંપત્તિ હતી.

ચોવીસમું વર્ષ કલ્યાણભાઈ માટે પણ એવું જ લાક્ષણિક નીવડ્યું. તે ઑક્સફર્ડમાં વિદ્યાભ્યાસ કરતા હતા. એ વર્ષમાં તેમણે આઈ. સી. ઍસ. ની પરીક્ષા પસાર કરી. વિજયની પળે વિધાતા આડી ઉતરી. પ્રણયનિરાશાથી એ હતાશ બની ગયા. અણીની પળે એમનો પ્રિયાપ્રેમ જલીને ખાખ થઈ ગયો. એની ખાખમાંથી વિશ્વબંધુત્વનો જન્મ થયો. સિવિલિયનની રાજસી પદવીનો કલ્યાણભાઈએ સ્વેચ્છાથી ત્યાગ કર્યો. નાતાલમાં પગભર થવાનું પણ એમને રુચ્યું નહિ. એમણે માતૃભૂમિ તરફ પગલાં વાળ્યાં. દેશમાં આવી રચનાત્મક કાર્યક્રમ ઉપાડવા તેમણે નિર્ણય કર્યો. તે હિંદ આવી પોતાના વતનમાં જ ઠરી ઠામ બેઠા. એ ગાળામાં જ એ બાજુ નવી રેલ્વે નંખાઈ. શુભ શરૂઆતની કલ્યાણભાઈને આગાહી થઈ. સમગ્ર કુટુંબમાં એક માત્ર કરણ જ બાકી રહેલો હતો એમ કલ્યાણભાઈએ જોયું: એની અવનતિ જોઈ એમને ખૂબ જ લાગી આવ્યું.

નરસિંહભાઈની વિદાય પછી કરણના પિતાના ગ્રહો અવળા પડ્યા. ધીમે ધીમે એમની લાગવગ ઘટતી ગઈ. અગાધ નિરાશાથી એમનું હૃદય બંધ પડી ગયું. એકપૂરા કરણને થોડીક પડતર જમીન વારસામાં મૂકી આ અસાર સંસારમાંથી તેમણે દુઃખી દિલે રજા લીધી.

કરણે રહી સહી જમીન પણ વેચી મારી. જે કાંઈ આવ્યું તે લઈ કાંઈ ધંધોધાપો કરવા તેણે મનસુબો કર્યો. એના સદ્ભાગ્યે નવી રેલ્વે નખાતી હતી. ગામડિયાઓ માટે એ કુતૂહલનો વિષય હતો. કરણે મજૂરીનો કોન્ટ્રેક્ટ રાખ્યો. પાંચસોની મૂડીથી એણે ધંધો શરૂ કર્યો.

પરંતુ એમના કુટુંબની એક ખામી ભારે હતી. પલટાતા પ્રસંગોમાં તેઓને સંયોગોને અનુકૂળ બની જતાં આવડતું નહિ. ખૂબ જ પ્રમાણિકપણે કરણે આ કાર્ય ઉપાડ્યું પરંતુ ધંધામાં એ બધું જ ખોઈ બેઠો. અમલદારોનાં મન સાચવતાં એને આવડ્યું નહિ. મધપૂડાની માખો એનાથી ન જીરવાઈ.

છતાં કરણ હિંમત હાર્યો નહિ. એ જ રેલ્વેમાંથી ગુમાવેલું ધન મેળવી લેવાના તેણે સોગંદ ખાધા. ગામડાના બદમાસોનો તે સરદાર બન્યો. અર્ધી રાતે ગાડી અટકાવી આનંદની ખાતર ડબ્બાનો ભુક્કો કરવા તેઓ હંમેશાં તૈયાર રહેતા. વીસમી સદીના ખુલ્લા સૂર્યપ્રકાશમાં કરણ જેવા ઉગતા જુવાનિયાને આવાં કાળાં કામમાં ભાગ લેવામાં પણ નાનમ જણાતી નહિ.

આંકલાવના સ્ટેશન પર કરણને માંડ પોરટરની જગા મળી. અવનતિના છેલ્લે પાટલે બેસવાની પળ આવી. એક વાર તો મુરબ્બી કાકાની પેઠે એને દેશાવર ઉપડી જવાની પણ ઇચ્છા થઈ આવેલી. પરંતુ **यो ध्रुवाणि परित्यज्य** એવું કંઈક એ નાનપણમાં શીખેલો ને કોન્ટ્રેક્ટરના ધંધામાં એવું કાંઈક અનુભવેલું એટલે એણે એ વિચાર માંડી વાળ્યો. પોરટરનું કામ હલકું ને પાયરી વિનાનું હતું છતાં ય એમાં ય છૂપા આનંદો ને અગમ્ય સંભાવનાઓ છૂપાયલી હતી જ. એના સોગંદ મુજબ કોઈ પણ ગામડિયા પાસે સહેજ પણ વધારે વજન

દેખાય કે તે પૈસા પડાવવા લાગ્યો. વજન કરવામાં કરણ હોશિયાર હતો. ગરીબ લોકો તો વજનનું નામ સાંભળતાં જ ત્રાસી જતા: કોઈ પણ હિસાબે સમાધાની કરવા જ પ્રેરાતા.

દેશ પાછા ફર્યા પછી કલ્યાણે કરણ સાથે સારાસારી રાખવા ઘણું ય કર્યું. પ્રજાહિતનાં કાર્યો ને વિવિધ યોજનામાં કરણ ખૂબ જ સહાય રૂપ થઈ પડશે. એમ તેને લાગતું. કરણનું સાહસ ને ધૈર્ય, ઉત્સાહ ને ચંચલતા તથા અજબ નામના કલ્યાણને આકર્ષી રહી. પરંતુ કરણ તો કલ્યાણને અગ્નિમાં ઘી જ લેખી રહ્યો. એને પોતાની પડતી માટે ખૂબ જ લાગી આવ્યું: ઈર્ષાથી તે પ્રજળી રહ્યો.

છતાં ય કરણ સાથે મિલાવટ સાધવા કલ્યાણ પોતાના પ્રયત્નોમાં કદી યે પાછો પડતો નહિ કુટુંબમાંથી એ કરણ એકલો જ બાકી રહ્યો હતો એટલે એના સુખદુઃખમાં ભાગ લેવાનું કલ્યાણને મન થતું. એણે પોતાનો પ્રેમ, પૈસો, જાત ને સર્વસ્વ તેને અર્પણ કરી દેવા તૈયારી દાખવી પણ કરણ એમ પ્રસન્ન થાય? એમ જીતાય? ભાઈચારા ને સંપીલા જીવન વચ્ચે કરણનું ગુમાન ને ગરીબાઈ આડખીલી થઈ રહ્યાં.

આજે કરણ કાંઈ લહેરમાં જણાતો હતો. કલ્યાણે સ્વસ્થ બની ગંભીરાઈથી તેને આવકાર આપવા પોતાના હાથ લંબાવ્યા. એની આંખો ને અંગેઅંગમાં બંધુભાવ નીતરી રહ્યો.

તે દિવસની પાંચ રૂપિયાની કમાણીથી બન્ને પિત્રાઈ વચ્ચેનું નડતર સાચ્ચે જ દૂર થયું હોય એમ લાગ્યું. "કેમ? કલ્યાણ!" કરણ તોરથી બોલ્યો, "ચાલ, આપણા આ અનેરા મિલનપ્રસંગને આપણે આ દૈવી પીણાથી ઉજવીએ. એક જ પ્યાલી. પછી તું આ અમૃતધારાનો વિરોધ કરવાનું મૂકી દઈશ. આપણો બંધુભાવ અખંડ બનશે."

કલ્યાણ મીઠું દિલજીત હાસ્ય હસ્યો. બાલકના હાસ્ય સમોવડું એ નિર્દોષ ને પવિત્ર હતું. તે કાંઈ પણ બોલ્યો નહિ. ગમે તેમ વેરાયલાં વચનો કદાચ શાંતિના મહાન કાર્યને વેડફી મારે એવો તેને ભય લાગ્યો.

કરણના પાંચ રૂપિયા ઉપર નજર કરતાં ત્યાંની મંડળીએ હર્ષનાદ કર્યો. કરણે ગલ્લા પર રૂપિયા ફેંક્યા. "બધાને આજ મારા તરફથી જ્યાફ્ત ઉડાવવા દો."

ગજબ ઉન્માદ ભર્યો કોલાહલ મચી રહ્યો.

કલ્યાણે કરણને વાળુ કરવા જવાની નમ્ર સૂચના કરી. નંબર તેર આવવાનો વખત થયો હતો.

કલ્યાણ ને કરણ બંધુભાવથી મળી છૂટા પડ્યા. નવેસરની મૈત્રી નિભાવવા બન્ને જણે સોગંદ લીધા.

પરંતુ કલ્યાણનું નૈતિક બળ દૂર થયું કે પીઠાનું તોફાન ખૂબ જ વધી ગયું. કોઈ ગાયનો લલકારવા લાગ્યા તો કોઈ ખડખડાટ હસવા લાગ્યા. કોઈ કરણની ખુશાલી વધાવતું કે કોઈ ખાલી બૂમો મારતું. પાસેની તલાવડી પણ એમના ઉન્માદમાં ભાગ લેતી હોય તેમ તરંગાવલિ નચાવી રહી. પીઠાના એ ગજબ કોલાહલમાં કાભાઈનો અવાજ જુદો જ તરી આવતો. એ જ રાતે હાથ બતાવવા તે દરેકને ઉદ્બોધન કરતો.

નંદુ ને મકન, ઈશ્વર કાલુ ને ઈદરજી: એની વાતમાં હાજીઓ પૂરતા.

આ ગરીબ ખેડુતોને પાંચ રૂપિયાનો દારૂ મફત પીવાનો મળે એ તેમને મન વસંતોત્સવ સમાન હતું. નંદનવનના ઈંદ્રિમહાલય સમોવડો ત્યાં આનંદોલ્લાસ મચી રહ્યો.

## ૩

# ફર્સ્ટ ક્લાસનો મુસાફર

### ૧

આપેલા વચન પ્રમાણે એક સુંદર બ્યુક કારમાં બેસી રણજીત કાળુપુરના સ્ટેશને આવ્યો. સવારથી જ એણે પોતાની બેઠક પહેલા વર્ગમાં અનામત રખાવી હતી. રીઝર્વ કરાવતી વખતે મર્યાદાને વશ થઈ તેણે પોતાનું માત્ર સાદું નામ જ આપ્યું હતું. જાણી જોઈને જ તેની આઈ. સી. એસ. ની પદવીના જાદુઈ અક્ષરો " શ્રીયુત રણજીતકુમાર " સાથે જોડ્યા નહોતા. અમલદારી દમામ સિવાય તે એકલવાયો હોય તો ઠીક પડે એમ તેણે માની લીધું હતું. આ વેળા એક પટાવાળો પણ તેણે સાથે રાખ્યો ન હતો. રાજેશ્વરીની સેવાનું સદ્ભાગ્ય તે બીજાને ભોગવવા દે ખરો ?

છતાં રણજીતમાં પ્રતિભા નહોતી એમ તો કહી શકાય જ નહિ. કદાચ એનું શરીર બહુ કદાવર જણાતું નહિ હોય : એનું મુખમંડળ સૌંદર્યભર્યું લાગતું નહિ હોય : કદાચ એ રાજવંશીમાં ખપે તેમ નહિ હોય પરંતુ એની બુદ્ધિનું તેજ એવું તો ચમકતું કે દરેક સમજુ મનુષ્યને તે આકર્ષ્યા વિના રહેતું જ નહિ. આવા ઓજસ્‌ને લીધે જ રાજેશ્વરી પણ વિદેશની વાટે એનાથી

અંજાઈ હતી. વિદેશી વિદ્યાલયમાં સમાજવાદી તરીકે રણજીતે ખાસ નામના કાઢી હતી : સમાજવાદના ઊંડા અભ્યાસે જ આઈ. સી. એસ. ની તૈયારી વખતે અભ્યાસક્રમમાં ઊંડા ઉતરવા એને પ્રેરણા પાઈ હતી. માનવદુઃખોમાં ડુબકી મારી એનાં ઊંડાણ માપવા એની એ જ જીજ્ઞાસાએ દોરવણી કરી હતી. તેથી જ જેમ અગ્નિવિહોણો આગિયો પણ પ્રકાશ આપી શકે છે તેમ બીજા વક્તાઓની પેઠે એની જીભમાં સહૃદયતાનાં જાદૂ ભર્યાં હતાં.

બાકી રણજીત ખૂબ જ સાધારણ માણસ જેવો લાગતો. જરાક શામળું વદન, ઠોકરાતી વિચિત્ર ચાલ ને ઊંચો એકવડો બાંધો: તેનાં ખાસ આકર્ષણો નહોતાં છતાં એની પ્રતિભા ગૌરવભરી હતી. એના કંઠમાં કાંઈ ઑર મીઠાશ ભરી હતી. સામાનો હૃદયપલટો કરવાની એમાં અજબ શક્તિ હતી. પરંતુ આ લક્ષણો પહેલી નજરે પરખાતાં નથી. એ તો પરિચયે જ પિછાનાય. એટલે આ ક્ષણે રણજીત પ્રખર વક્તા તરીકે નહિ પરંતુ અમલદારીના ઓજસે જ ઓપી શકત. એની પદવીની ઘોષણા કરતા ધમાલિયા પટાવાળાની ખાસ આવશ્યકતા હતી. પરંતુ અત્યારે તો રાજેશ્વરીની ખાતર તે સ્ટેશન પર એકલવાયો દોડી આવ્યો હતો.

બીજા વર્ગના દરવાજાના પગથિયે ગાડી ઊભી રહી કે પૉર્ટરોના લશ્કરે એને ઘેરી લીધો. વિદ્યાર્થી તરીકે એને બહુ થોડા સામાન સાથે પ્રવાસ કરવાની ટેવ હતી. બે બદલ કપડાંની જોડ સિવાય બીજું તે ભાગ્યે જ સાથે લેતો પરંતુ હમણાં તેને ખૂબ સામાન વીંટાળવાનો શોખ થયો હતો. નાનપણમાં અમદાવાદ સ્ટેશને બીજા વર્ગના ઉતારૂ તરીકે પોતે કરેલી ધમાલનાં સ્મરણો રણજીતને તાજાં જ હતા. આજે એ ગામડિયા દૃશ્ય આગળથી તે તુરત જ ખસી ગયો. બિચારા મજુરોના લશ્કરને તો આસીસ્ટંટ

કલેક્ટર સાહેબની પધરામણીનું ભાન જ નહોતું.

જરૂર પડે તો મજૂરોનું સંગઠન કરી તેમની દશાનો આબેહૂબ ચિતાર આપતાં રણજીતને આવડતું પરંતુ આ ભૂખમરો વેઠતા માણુસો સાથે પોતાનો સામાન ફેરવવા ભાવ તાલ ઠરાવતાં તેને આવડતું નહિ. એમાં ભારે કુનેહ વાપરવાની જરૂર હતી. કોલાહલ કરતા એ લશ્કરથી ઘેરાઈ રણજીત ત્યાં સ્તબ્ધ બની ઊભો રહ્યો. બીજા ઘણા અગત્યના પ્રશ્નોમાં એનું મગજ ગૂંચવાયલું હતું. એવામાં તેનાં નાનકડાં પોટલાં માટે કીડીઆરામાંથી કીડીઓ ઊભરાય તેમ ચોમેરથી નાના મોટા દરેક પ્રકારના મજૂરો ત્યાં દોડી આવ્યા. પરવાનગી મેળવવાની બિલકુલ પરવા કર્યા સિવાય તેમાંના દરેકે જે હાથમાં આવ્યું તે પોટલું ઉપાડી લીધું. દરેક જણુ પોતાને જ ખાસ રોકવામાં આવ્યો છે એમ દાવો કરવા લાગ્યો.

સહકારનો આ ઝઘડો પતવવાનું કાર્ય રણજીતને પોતાની શક્તિ બહારનું લાગ્યું. એટલે નાહક પંચાતમાં પડવાનું મૂકી એણે એ કામ કિસ્મત પર છોડયું. કદાચ એ ગરીબ લોકોને એકાદ રૂપિયો વધારે આપવો પડે એથી કાંઈ ઝાઝું નુકશાન નહોતું. પહેલાંના એના સમાજવાદી સિદ્ધાંતો ખાતર આ અણીની પળે એને એકાદ રૂપિયો ખોટો કરવો પડે તે કાંઈ વધારે નહોતું.

રેલ્વેના મજૂરો જબરા ચબરાક હોય છે. સ્ટેશનની જિંદગીથી કંટાળી, ત્યાંની શાળામાં ભણીને તેઓ પાવરધા થયેલા હોય છે. સંકડાશ ને ઉદારતા, પ્રમાણિકતા ને લુચ્ચાઈ: એ તમામના વિવિધ અનુભવોમાં તેઓ પૂરા ઘડાય છે. સામાનનો કાંટો વજન માપે તે કરતાં ય વધારે ઝડપથી તેઓ મનુષ્યહૃદય માપી લે છે. તેમના વિચારો પારખી કાઢે છે. જોતજોતાંમાં એમણે રણજીતનું નામ

ને વર્ગ જાણી લીધો. સવારના જ એ શિકાર ઝડપવાનો તેઓએ નિશ્ચય કર્યો હતો. એમની મતલબ માટે પહેલો વર્ગ જ પૂરતો હતો. સરસમાન નિયત કરેલા ડબ્બામાં આપોઆપ ગોઠવાઈ ગયો પરંતુ રણજીતને પોતાને અંદર દાખલ થવાનું મુશ્કેલ હતું.

૨

ખરી મુશ્કેલી હવે જ આવી ઊભી. રાજેશ્વરી એની સાથે જ આવનાર હતી. એટલે તેને માટે પણ પોતાના ડબ્બામાં જ તેણે વ્યવસ્થા કરવી જોઈએ. આઈ. સી. એસ. ના ચમત્કારી શબ્દો તેણે સવારમાં ન વાપર્યા તે માટે હવે તેને પશ્ચાતાપ થયો. હવે બીજી એકક મેળવવા રેલ્વેનાં માણસોને પોતાની પદવીનો પરિચય આપવો એ તેને અજુગતું લાગ્યું. એથી કાંઈ પણ પૂછપરછ થાય તે એની અમલદારીના ગૌરવને નાનમ અપાવે તેમ હતું.

એટલે સાદાવેશમાં આવેલા એ આસીસ્ટંટ કલેક્ટર સાહેબ કર્તવ્ય બજાવતા ટિકિટ કલેક્ટર પાસે ગયા. રેલ્વેના નોકરોમાં જ નજરે પડે છે તેવી તીખાશ ને ગંભીરતાથી તે પ્લેટફોર્મના પ્રવેશદ્વાર આગળ આરામથી ઊભા હતા. "સ્ટેશન માસ્તરને મળી શકાશે ?" રણજીતે નમ્રતાથી પૂછ્યું.

"બિલકુલ નહિ." એરગનના ઓચિંતા ધડાકા પેઠે અણધાર્યો જવાબ મળ્યો.

"નહિ મળાય ?" રણજીતે ફરી પુનરોક્તિ દોષ વહોર્યો.

"ના. હું ના કહું છું. તમારાથી નહિ મળાય. તેમને ફુરસદ

નથી. એટલું નથી સમજતા?" હડકાયલા કુતરાની ધગશથી છોટા કલેક્ટરે ફૂંફાડો માર્યો.

"હું અંદર જાઉં?" રણજીત ગમ ખાઈ ગયો.

"હા. પણ પ્લેટફોર્મ ટિકિટ લઈને જ. એક આનો પેલા યંત્રમાં નાખો ને ટિકિટ લઈ આવો." ટિકિટ કલેક્ટરે આસીસ્ટંટ કલેક્ટરને યંત્રમાંથી ટિકિટ કેમ કાઢવી તે સમજાવ્યું.

રણજીતે ખિસ્સામાં ખૂબ જ તપાસ ચલાવી પણ પરચુરણમાં માત્ર એક પાવલી જ મળી આવી. "મારી પાસે આનો નથી. કલેક્ટર! આ પાવલી લ્યો."

આછું હસી રણજીતે ટિકિટ કલેક્ટરના હાથમાં પાવલી દબાવી. ટિકિટ કલેક્ટર એનો અર્થ સમજ્યો. ચોમેર નજર કરી એણે પાવલી ખિસ્સામાં સેરવી દીધી. દુનિયાના દેવો ચાલીસ માઈલની ઝડપે ઊડી શકે તે માટે પરિશ્રમ કરતા સંસ્કૃતિના કુતરાની એ દયામણી નજર હતી. એક જ ક્ષણમાં ટિકિટ કલેક્ટર નરમ ઘેંશ બની ગયો. એની કડકાઈ ને દમામ ક્યાં ય અદૃશ્ય થઈ ગયાં.

"પધારો સાહેબ! બીજું કાંઈ કામકાજ હોય તો કહેજો. સ્ટેશન માસ્તર સાહેબ તો બહુ જ મોટા માણસ છે. એમને મળવું મુશ્કેલ પડશે. તમારે કામ હોય તો મને જ કહો: હું જ તમારી મુશ્કેલીનો તોડ કાઢી આપીશ. કલેક્ટર કરતાં શિરસ્તેદારને સાચવો જ સારો. એ આપની ધ્યાન બહાર નહિ જ હોય."

"મોટી મહેરબાની. આપનું નામ? આપને શો પગાર મળે છે? ટિકિટ કલેક્ટર સાહેબ!"

"મારું નામ રાધા કિસન. મિત્રો મને કિસન કહે છે. મને પચીસ રૂપિયા મળે છે. હું કુટુંબ કબીલાવાળો માણસ છું. સાહેબ! મારે પાંચ પુત્રીઓ ને ત્રણ પુત્રો છે. અહીંની મજુરી

તો આપ જાણો જ છો ને?"

"ખરી વાત છે. તમારી તકલીફ મારી જાણ બહાર નથી. પણ જરા મારું કામ કરો ને? મેં ગુજરાત મેઈલમાં પહેલા વર્ગમાં એક બેઠક અનામત રખાવી છે."

"પહેલો વર્ગ! ગૂજરાત મેઈલ!!! પછી આપને પ્લેટફોર્મ ટિકિટની શી જરૂર હતી? હું ઘણો જ દિલગીર છું. સાહેબ!"

"કાંઈ ફિકર નહિ ટિકિટ કલેક્ટર સાહેબ! થોડા આનાનો જ એ સવાલ હતો. હવે મારે એ જ ડબામાં એક બીજી બેઠક જોઈએ છે. એક બાઈ મારી સાથે આ ગાડીમાં જ આવનાર છે. એમને માટે મારે ગોઠવણ કરવી જ જોઈએ. તમે એટલી ગોઠવણ કરી આપશો?" રણજીત પારેવાની કુમાશથી બોલ્યો.

"આપ વહેલા આવ્યા તે ઘણું જ સારું કર્યું. પાંચ જ મિનિટમાં હું સઘળો બંદોબસ્ત કરી આપને ખબર આપું છું."

આસીસ્ટંટ કલેક્ટર રણજીને ટિકિટ કલેક્ટર રાધાકિસનની પહોળી પણ બરછટ હથેલીમાં એક રૂપિયો ચાંપ્યો. શિકારી બાજના પંજા પેઠે એ ઝડપી અંગુલીઓ આનંદથી એ સિક્કા પર બીડાઈ. સાચા કલેક્ટરની સુંવાળી ચામડી પર એથી વણકાપ્યા ઉઝરડા પડ્યા. આપત્તિકાળે કામ આપતા એ સન્મિત્રની સેવાની કદર થઈ. બન્ને કલેક્ટરના હૃદયનું સાચું મિલન થયું.

મધનું એક જ બિંદુ જેમ કીડિયારાં કે મક્ષિકાવૃંદોને કામગરાં બનાવી મૂકે છે તેમ રેલ્વેના નોકરોમાં આ સમાચારે એકદમ સ્ફુર્તિ આવી ગઈ.

ગુજરાત મેઈલમાં હંમેશાં ગીરદી હોય છે. એટલે પહેલા વર્ગની પણ બીજી બેઠક એ જ ડબામાં મેળવવી તે એ વખતે સહેલું નહોતું. એક જાડો મારવાડી એ જ પહેલા વર્ગના ડબામાં

મુસાફરી કરી રહ્યો હતો. પૈસા સિવાયની દરેક બાબતમાં આ લોકોને ઉઠા ભણાવી શકાય તેમ હોય છે એટલે રેલ્વેના નોકરોએ એકદમ જ એકતરફી નિર્ણય આપી દીધો. ગુજરાત મેઈલમાં જ તેને જવું હોય તો તેણે બીજા વર્ગથી જ સંતોષ માણવો નહિ તો એક કલાક પછી ઉપડતી કાઠિયાવાડ મેઈલમાં તેણે મુસાફરી કરવી. બિચારો મારવાડી! રેલ્વેના સાહેબોના હુકમને તાબે થયા વિના એને છૂટકો જ નહોતો. પૈસા ને વ્યાજની ગણત્રીમાં મશગૂલ રહેનારને પહેલા કે બીજા વર્ગમાં કાંઈ તફાવત પણ દેખાતો નહોતો.

"ભલે સાહેબ!" તે સહજમાં કબૂલ થયો, "પહેલા વર્ગની ટિકિટ મારે તો ના છૂટકે જ લેવી પડી હતી. મને ગુજરાત મેઈલમાં ગમે ત્યાં બેઠક મળશે એટલે બસ. આવતી કાલે મારી પૌત્રીનું લગ્ન છે. ગોરજ છે. કાઠિયાવાડ મેઈલમાં જાઉં તો મોડું થઈ જાય તેમ છે."

૩

રૂપિયાનો આવો સુંદર બદલો મળવાથી રણજીતના આનંદનો પાર રહ્યો નહિ. આમ સઘળી તૈયારી કરી રાજેશ્વરીનાં દર્શન કરવા તે આતુર દિલે ઊંચું જોઈ પ્રવેશ દ્વાર આગળ ઊભો રહ્યો. ચાલીસ માઈલની ઝડપે દોડતા ગુજરાત મેઈલના પહેલા વર્ગમાં રાજેશ્વરીને પડખામાં લઈ તે પ્રવાસ કરી રહ્યો છે એવા કલ્પનાતરંગે તે ઝૂલી રહ્યો. પગથિયાં આગળ જે કોઈ મોટર ધમધમાટ કરતી આવતી તે તેના હૈયામાં આશા પ્રગટાવતી. વાયુવેગે સમય પસાર થઈ રહ્યો હતો. માત્ર પંદર જ મિનિટ બાકી હતી. નિરાશાથી એનાં નયન ક્ષીણતેજ

થવા લાગ્યાં. રાજેશ્વરી વચન ભૂલે કે વિચાર બદલે એવી હતી જ નહિ.

એવામાં ત્રીજા વર્ગ આગળના ગજબ કોલાહલમાં રાજેશ્વરીનો તીણો સ્વર રણજીતના કાને પડ્યો. સમરાંગણની ધમાલમાં એક તસુની જગા માટે પણ જેમ સૈનિકો પડાપડી કરે તેવી રીતે એ પ્રવેશદ્વાર આગળ એક મોટું ટોળું ધમાલ મચાવી રહ્યું હતું. રણજીત એ તરફ દોડ્યો. ખરેખર! રાજેશ્વરી જ ત્યાં આવી હતી.

રાજેશ્વરી બસમાં આવી હતી. શરૂઆતમાં પૂરતાં ઘરાકો મેળવવા બસ થોભી હતી. માર્ગમાં પંક્ચર પડવાથી તેને મોડું થયું. રાજેશ્વરી પાસે એક નાની પેટી ને બિસ્તરો હતો છતાં તે નીચે ઊતરી કે વરૂની માફક ઘૂરકતા મજૂરોએ તેને ઘેરી લીધી. એની મરજી થાય કે ન થાય તે પહેલાં તો એનો સામાન પણ એની પાસેથી પડાવી લેવામાં આવ્યો. પછી પોતપોતાના હક્ક વિષે મજૂરો અંદર અંદર જ તકરાર કરવા મંડી પડ્યા. ન્યાયમંદિરના વડા ન્યાયાધીશને પણ એમનો ઝઘડો પતવવો મુશ્કેલ પડે તેમ હતું.

રણજીત ઉલ્લાસઘેલો બન્યો, “રાજી! એમ નહિ. આ તો ત્રીજા વર્ગનું પ્રવેશદ્વાર છે. હિંદમાં તો હજી તે એવું ને એવું જ નરકાગાર રહ્યું છે. આપણો માર્ગ તો આ બાજુ રહ્યો. પહેલા વર્ગના પ્રવેશદ્વારે ચાલ. આપણ બન્નેની પહેલા વર્ગની ટિકિટ મેં ક્યારની યે લઈ રાખી છે.”

કોણે સામાન ઉપાડવો તે પ્રશ્નનો હજી ધમાલિયા મજૂરોએ નિકાલ કર્યો જ નહોતો. આસીસ્ટંટ કલેક્ટર સાહેબ જરા રોફમાં જ એમના તરફ વળ્યા. “હરામખોરોને ફટકારવા જ પડશે. ચાલ, સામાન ઉપાડી લે.” એક પહેલવાન ધમાલ

જોવા આવ્યો હતો તેને રણજીતે ફરમાવ્યું. આમ છેલ્લા આવનારના નસીબનું પાંદડું ફર્યું.

"ના. ના. રણજીત! હું મારો સામાન મારી જાતે જ ઉપાડી લઈશ." રાજેશ્વરી બોલી, "ક્યાં વધારે વજન છે? વળી હું ત્રીજા વર્ગમાં જ મુસાફરી કરવાની છું." એનાં નયન ને સ્વરમાં નિશ્ચયના પડછંદ પડ્યા.

"ત્રીજા વર્ગમાં મુસાફરી? હિંદના આ નરકાગારમાં? રાજેશ્વરી! આ ઈંગ્લૅંડ નથી. આ તો દોજખ છે દોજખ. ગીરદી ને કચરો હિંદમાં જ આવી વસ્યાં છે. પી. એન્ડ ઓ. જેવી પહેલા નંબરની કંપનીની પહેલા નંબરની સાગર નૌકાના પહેલા વર્ગમાં બાદશાહી ઠાઠથી મુસાફરી કરનાર બી. બી. એન્ડ સી. આઈના ત્રીજા વર્ગમાં!!! ગાંડી થઈ છે કે શું? રાજી! તારા જેવાનું ત્યાં કામ નથી ત્યાં તો તું ગૂંગળાઈ મરીશ પહેલા વર્ગનો બે જ બેઠકો વાળો એક ડબો મેં અનામત રખાવ્યો છે. તારે માટે એ સાહ્યબી વાટ જોઈ ઊભી છે."

રણજીતની વિનવણી વૃથા ગઈ. પોતાના નિશ્ચયથી તલ માત્ર પણ ડગવા રાજેશ્વરી તૈયાર નહોતી. "હું ત્રીજા વર્ગમાં જ મુસાફરી કરનાર છું" તેણે કહ્યું. "એમાં બિલકુલ શંકા નથી. તમારે મારી સાથે મુસાફરી કરવી હોય તો જલદી કરો. ત્રીજા વર્ગની બે ટિકિટો લઈ આવો."

રાજેશ્વરી શાંત ને અડગ ઊભી રહી. શ્યામ વાદળવૃંદની વચ્ચે પ્રકાશના પૂર્ણ ચંદ્ર સમોવડી.

૪

હિંદના જંકશન સ્ટેશને ત્રીજા વર્ગની ટિકિટ મેળવવી એટલે?

સરકસની પહેલવાની. કોઈ સાહસિક પેઢી એની ફીલ્મ ઉતારી જગતને બતાવે તો ય જરૂર ખાટે. રેલ્વે કંપનીની પરવાનગી માટે તેને સારી જેવી રકમ આપવી પડે તો ય ખોટ ન જાય. રણજીતને એનો પાકો અનુભવ હતો. પરસેવાથી નીતરતા માનવ સમુદાયમાં ગ્રીષ્મના પ્રખર તાપમાં પણ સમડીની ઝડપે ઘૂસી જવાના પોતાના યૌવનના દિવસો એના દૃષ્ટિપથે તરવરી રહ્યા.

ત્રીજા વર્ગની ટિકિટબારી આગળ માનવમેળાની અલગાર લાગી હતી. એ ભેદી, ટિકિટ મેળવવી તે એક કપરું કાર્ય હતું. સ્વર્ગની ટિકિટ આપનાર એ બારી આગળ ધપવા નાનાં મોટાં દરેક જણ અથાગ પ્રયાસ કરી રહ્યાં હતાં. આ ઐહિક સંકટોની પરવા પણ ન હોય તેમ ટિકિટ આપનાર કારકુન લહેરમાં જ અંદર બેઠો હતો. ગપ્પાં મારતાં મારતાં ફુરસદ મળે ત્યારે વળી ટિકિટ કાઢે ને પૈસાની ઢગલીઓ કરે. અંદરના તમામ કારકુનો જમાનાના ખાધેલા હતા. કોઈ કોઈને કપાળેથી પરસેવાના રેલા છૂટતા. એ લ્હોવાની પણ તેમને પરવા નહોતી. એ અનંત ઝરણાં ખૂટે તેમ પણ નહોતાં. આગળ ધમાલ કરતાં ટોળાંથી ટિકિટ કારકુન ટેવાઈ ગયેલો હતો. આ કારકુનોની કુટુંબ જંજાળો પણ ઓછી નહોતી. કોઈની છોકરી રાંડી હતી: કોઈએ રજા માગી હતી. કોઈને છૂટો કરનાર ન મળવાથી અગત્યનું કામ રઝળી પડયું હતું. કોઈએ સવારની ધમાલમાં બે ચાર રૂપિયા ઘરના જોડયા હતા. હજી પણ એ ખોટ એને સાલી રહી હતી એટલી રકમ તો એના ગરીબ કુટુંબને કેટલા ય દિવસ પહોંચત.

લાઈનદોરી લંબાતી જ જતી. લાકડાની વંડી વટાવી આગળ વધાય તેમ નહોતું. એવામાં ટિકિટ આપનાર કારકુનનો કોઈ પુરાણો

દોસ્ત ફૂટી નીકળ્યો. અંદર જઈ ટિકિટ મેળવવાનો તો એ પોતાનો જન્મસિદ્ધ હક્ક સમજતો. ટિકિટ આપનાર દેવાધિદેવની પિછાનનું બહાર અકળાતા ટોળાને પ્રદર્શન કરવામાં એ ખાસ ગૌરવ ધરાવતો. નીરાંતે કુશળ વર્તમાન તે પૂછ્યે જ ગયો. પછી હવા પાણીની વાતે ચઢ્યો. ઘરની નજીવી બાબતોનાં પણ તે ચૂંથણાં ચૂંથવા લાગ્યો. ટિકિટ કારકુન પણ પોતાના કામથી કંટાળેલો હતો. વર્ષોથી એનો પગાર વધ્યો નહોતો. એટલે એણે પણ ટિકિટ પર તારીખ નાખવાનું કામ થંભાવ્યું. ખુરશી પર નીરાંતે લંબાવી તે વાતે વળ્યો.

ગાડી ઉપડવાને પાંચ જ મિનિટ બાકી રહી. પહેલો ઘંટ પણ થયો. વંડીમાં ઊભેલાં ટોળાં માટે એ ભયઘંટ હતો. તેઓએ કોલાહલ મચાવી મૂક્યો. પરંતુ ટિકિટ આપનાર બાદશાહે પાન ચાવ્યે જ રાખ્યું. સડેલા દાંતની વચ્ચે ભરાયલી સોપારી ખસેડતાં તે નવાગંતુકો સાથે લૂલી હલાવ્યે જ ગયો.

એવામાં રણજીત વંડી આગળ આવી ચઢ્યો. "ટિકિટ આપે છે કે ઊંઘે છે?" તે જોરથી ઘૂરક્યો.

"કોણ છે તે?" એટલા જ મિજાજમાં પેલા કારકુને ઉત્તર વાળ્યો, "મોટા રાવસાહેબના દીકરા જોયા ન હોય તો! સીધા વિલાયતથી તો નથી ઉતરી આવ્યા ને? અત્યાર સુધી ક્યાં મર્યા 'તા? પચાસ મિનિટથી હું ટિકિટ આપું છું ત્યાં સુધી ઊંઘતા 'તા?"

પરંતુ રણજીતના પડકારની અસર તો થઈ જ. ધીમે ધીમે કારકુન સાહેબે ફરી ટિકિટો ખેંચવા માંડી. યંત્રનો ગડગડાટ પુનઃ શરૂ થયો. રણજીતનું હૈયું પણ આહ્લાદજ્યોતે ઝબક્યું. અલગારના પ્રાણીમંડળે પણ કાન માંડ્યા.

પરંતુ મુસાફરોનું ટોળું તો એવું જામ્યું હતું કે ટિકિટ લઇને બહાર પડનારને પણ ગીરદી વેઠવી પડતી. વંડી કૂદીને જ છૂટામાં જવાય તેમ હતું.

રણજીત નિરાશાથી બધું જોઈ રહ્યો. વિષાદપૂર્ણ દિલે રાજેશ્વરી પણ થોડે જ દૂર ઊભી હતી. થોડુંક રોળાયા પછી રણજીતનો પણ વારો આવ્યો. મહા પરાણે તેણે ટિકિટો મેળવી. મનમાં જ પ્રભુસ્મરણ કરી તે બહાર કૂદ્યો. મનમાં જ સરકારને તેણે ગાળ દીધી. એનાં અંગ અકડાઈ ગયાં. એનો પગ મચકોડાયો. એનું ગળું રુંધાઈ ગયું. બહાર આવી તેણે એક દીર્ઘ શ્વાસ મૂક્યો.

" જોયું રાજી ! હવે તું સ્વરાજની વાત જ છોડી દેજે. સંસ્કૃતિમય જગતમાં કોઈ પણ સ્થળે આવો પ્રકાર તારી નજરે નહિ પડે. હિંદમાં રેલ્વે આવ્યે આજ વર્ષો થયાં છતાં આપણને એક પછી એક આગળ વધતાં પણ નથી આવડ્યું. પછી પ્રગતિપંથે એક પગલું પણ માંડવા આપણે લાયક શી રીતે થઇએ ? પેલો ટિકિટ આપનાર પણ ક્યો બેપરવા છે ? મને નોકરીએ ચઢવા દે ને. પછી એની વાત. આજનો ભયંકર અનુભવ એક રીતે તો લાભકર્તા જ છે. "

" પહેલાં ગાડી પકડીએ. " રાજેશ્વરી બોલી ઊઠી, " પછી ભાષણો મારવાનો ને ઉપાયો શોધવાનો ઘણોય સમય મળશે. "

ટિકિટબારી આગળની પેલી વંડીથી થોડે જ દૂર એક ખાખી પોશાકમાં સજ્જ થયેલો રાતી પાઘડીવાળો સિપાઈ પાન ને તમાકુ ચાવતો ને વારે વારે થૂંકી લાદી બગાડતો હતો. ટોળટપ્પા મારતો ને હસતો હતો. કોઈ સુંદરવદની ત્યાંથી પસાર થતી તો વાતચીત સંભાળી તે નજર મિલાવી લેતો. રણજીતે

તેની પાસે જઈ ગીરદીની ફરિયાદ કરી.

"લાઈન સંભાળવી એ મારું કામ નથી. આ તો રોજનું લાગ્યું. એવી પંચાતમાં અહીં તો કોઈ જ પડતું નથી. કદાચ તમે અમદાવાદમાં નવા જ આવ્યા હશો. મારે તો માત્ર ચોર ને ખિસ્સાકાતરુ પર જ નજર રાખવાની છે." સિપાઈદાદાએ રણજીતને રોકડું પરખાવ્યું.

"આખું તંત્ર જ ખરાબ છે. રાજેશ્વરી! આમ સહજ પંપાળે દર્દ ફીટે તેમ નથી. અંદરથી જ બધો કચરો છેક સુધી સાફ કરવાની જરૂર છે. હિંદને આ અણીની પળે કોઈ નેપોલિયન કે મુસોલિનીની જરૂર છે. આ જડમૂળ ઘાલી બેઠેલાં દર્દો ઉપવાસે જવાથી નાબૂદ થવાનાં નથી. એમને તો શસ્ત્રક્રિયા કરીને જ મટાડવાં પડશે. કાચી પોચી હિલચાલોથી કશું જ વળવાનું નથી. પ્રભુએ આપેલો સમય ને શક્તિ આપણા ઇતિહાસની આ અમોલી પળે નાહક વેડફાઈ જ જવાનાં છે."

"હવે ગાડીમાં બેસી જઈએ તો ઠીક. આ જગા તે કાંઈ ભાષણ મારવાની જગા છે? ચાલો જલદી કરો. હવે ભાગ્યે જ એકાદ મિનિટ બાકી રહી હશે. ગાડીમાં આપણે બધી જ વાતો કરીશું. અત્યારે તો ગાડી મળશે કે કેમ તે જ સવાલ છે."

ટોળામાં ઘૂસી રણજીતે માર્ગ મોકળો કર્યો. પોતાનું જ ભાષણ ભૂલી જઈ એણે કેટલાં ય નાનાં મોટાંને હડસેલી મૂક્યાં.

રાજેશ્વરી પણ ઝડપથી મૂંગે મોંઢે એની પાછળ ગઈ. પોતાનો સામાન એણે જાતે જ ઉપાડી લીધો. જગતભરની વિષાદછાયા એના મુખમંડળ પર છવાઈ ગઈ.

આમ ફર્સ્ટ કલાસની ખાલી બેઠકોમાં સામાન ખડકાયો. આસીસ્ટંટ કલેક્ટર સાહેબ ને તેમનાં હૃદયેશ્વરી ત્રીજે શોભાવી રહ્યાં.

૪

## ગુજરાત મેઈલ

**રાજેશ્વરીની** હાજરીમાં ત્રીજા વર્ગની ટિકિટબારી આગળ જ્યારે રણજીત અંગસૌષ્ઠવની વિરલ કસરતો અજમાવી રહ્યો હતો ત્યારે ગુજરાત મેઈલ પહેલા પ્લૅટફૉર્મ પર કોઈ મહારાણી લગ્નમંડપમાં પતિરાજની પધરામણીની વાટ જોઈ રહી હોય તેમ બિરાજી રહી હતી. એનું એન્જીન ડબ્બાથી પચાસ વાર દૂર હીપોપોટેમસના સંતોષમૂલક ઘૂરકાટથી પાણી પી રહ્યું હતું. ધૂમાડાના ગોટેગોટ ઉડતા ને કદી કદી તણખા વરસાવતા: તારલિયા ભર્યા અંબરની હરિફાઈ કરવાની શક્તિ પોતાના ઉદરમાં પણ છૂપાયલી છે એમ તે પૂરવાર કરતું.

ગુજરાત મેઈલ બી. બી. એન્ડ સી. આઈ.ની સુંદર ગાડી છે. મુંબાઈ જતા રેલ્વેના દેવાધિદેવોની તે માનીતી છે. હજારો માઈલના રસ્તા પર લાખો ચક્રો ગગડતાં હશે પણ એકલી આજ ગાડી તેમની માનીતી હોઈ તેની જ ખાસ સંભાળ લેવાય છે. આજે તો એ ખાસ તાઝગી ભરી ને મોહક લાગતી હતી. પહેલા ને બીજા વર્ગના ડબા નવા જ જોડવામાં આવ્યા હતા. દેશમાં જનાર શ્રમજીવીઓને આહ્લાદનો પરચો બતાવતા. નવા

વર્ષમાં થઈ કલાસના ડબ્બાઓ પર પણ રંગનો તાજો હાથ ફરેલો હતો. આજે ગુજરાત મેઈલ કુંવારી રાજકન્યા સમોવડી ઓપી રહી હતી. રણજીત ભાવનાશીલ યુવક હતો. હિંદના બ્રિટિશ રાજ ને તેના અમલદારોનાં ગુણગાન કરતાં આજે તે થાકત નહિ. પરંતુ રાજેશ્વરીએ ત્રીજા વર્ગની ટિકિટો લેવરાવી એના ઉલ્લાસમાં આજે કરુણતા છાવરી દીધી હતી.

રજાઓની શરૂઆત હતી: વળી વિલાયતની મેઈલનો પણ દિવસ હતો એટલે ગીરદીનો સુમાર નહોતો: ઠરાવેલી સગવડ કરતાં આજે ગુજરાત મેઈલ બમણો ભાર ખેંચી જનાર હતી. દરેક ડબ્બામાં પેટીઓ, પથારીઓ, પુરુષો સ્ત્રીઓ ને બાળકો ખીચોખીચ ખડકાયાં હતાં.

ટ્રેઈન ઉપડવાની પાંચ જ મિનિટની વાર હતી દુન્યવી પુણ્યદાન કરવામાં અગ્રે વિરાજનાર જીવનો પુનરાવતાર થયો હોય એવા સ્ટેશન માસ્તર સાહેબ પોતાના રાજસી એકાંતમાંથી બહાર પડ્યા ને પ્લૅટફૉર્મના ટોળાના ધમાલિયા જીવનમાં ચંચુપાત કરવા ઉદાર બન્યા. ત્રીજા વર્ગની કારાગ્રહ સમોવડી ગીરદી પર તેમણે ઉડતી નજર નાંખી. એક જ ટ્રેઈનમાં પ્રવાસ કરવાની જીજ્ઞાસા ધરાવનાર પોતાના દેશબંધુઓ પર એક તુચ્છકારનો ઉચ્છવાસ છોડ્યો. એક કલાક પછી જ ઉપડનાર કાઠિયાવાડ મેઈલમાં ડબા ખાલી જશે એવી તેમની ગણત્રી હતી પરંતુ અજબ મનોદશા ધરાવનાર હિંદી ઉતારુઓ સાથે કામ લેવું મુશ્કેલ હોય છે. ઘેટાંના ટોળાં પેઠે એક જ ગાડીમાં એક જ ડબામાં એક જ રીતે તેઓ ખડકાવાના ને ચુંકાર સરખો પણ નહિ કરવાના.

પ્લૅટફૉર્મ પર તેઓ દમામ ભેર પગલાં મૂકી રહ્યાઃ જાણે

મનુષ્યવૃંદમાં દેવતા. રેલ્વેના નોકર વર્ગમાં શાંતિનું અકલિત મોજું ફરી વળ્યું. કોઈની સાથે એક શબ્દ પણ બોલવાની તે તસ્દી લેતા નહિ પરંતુ ચીફ પોલીસ ઈન્સ્પેક્ટર પર અચાનક નજર પડવાથી તેમનાથી બોલ્યા વિના રહેવાયું નહિ. " ઓ હો ! તમે અહીં ક્યાંથી ? આજ ઘણે વર્ષે દેખાયા ! હમણાંના તમે તો બહુ જ મોઘા થઈ ગયા જણાઓ છો. આ ધમાલમાં કાંઈ અગત્યનું કામ આવી પડ્યું છે કે શું ? મારા સરખું કાંઈ કામકાજ ?"

"હા. ભાઈ હા ! હમણાં જ પોલીસ કમીશ્નર સાહેબનો ટેલીફોન આવ્યો. આ ગાડીમાં પ્રવાસ કરનાર બે વ્યક્તિઓ પર નજર રાખવાનું મને ફરમાન થયું છે."

ત્રીજા વર્ગની ટિકિટ મેળવવા જ્યારે રણજીત બારી આગળ કચરાઈ રહ્યો હતો ત્યારે પોલીસસ્ટેશન પર નીચે મુજબ ટેલીફોન આવ્યો હતો :

"ઈન્સ્પેક્ટર છે કે ? હું પોલીસ કમીશ્નર. તાકીદનો હુકમ છે. સુરતના આસીસ્ટંટ કલેક્ટર શ્રીમાન રણજીત કુમાર હાલ ખેડા જીલ્લામાં બદલાયા છે. તેમની દરેક હિલચાલ પર નજર રાખવાની છે. આજે ગુજરાત મેઈલમાં તે મુસાફરી કરનાર છે. મુંબાઈથી એક રાજેશ્વરી નામનાં બાઈ પણ આજે સવારે આવેલાં છે. તે પણ તેમની સાથે જ હશે. એક ખાસ સી. આઈ. ડી. અમલદારને ત્યાં મોકલવામાં આવ્યો છે. એમના પર નજર રાખો. ગાડીમાં ક્યાં બેઠાં છે તેની ખબર કાઢો. છેક છેલ્લી ઘડીએ આ અમલદાર આવે તો ય તેને વિલંબ ન થાય તેવી તકેદારી રાખો."

ચીફ ઈન્સ્પેક્ટર સાહેબને ફારગ થવામાં માત્ર છ મહિના જ ખૂટતા હતા. મહત્વાકાંક્ષાના કેન્દ્રસ્થાને તે લગભગ પહોંચી

ચૂકયા હતા એટલે સામાન ને મનુષ્ય પ્રાણીઓ વેરાયલાં હોય એવા પ્લૅટફૉર્મ પર પરાણે ચાલી ગયડી જવાને બદલે તેઓ પોતાની ઑફિસનું સુંવાળું વિરામાસન જ વધારે પસંદ કરતા. પરંતુ પોલીસ કમીશ્નર સાહેબે જાતે ટેલીફોન કર્યો એટલ હવે તેમને ઊભા થયા વિના છૂટકો નહોતો. ધીમે ધીમે તેમણે લહેરથી તપાસ કરવા માંડીઃ છેવટે પહેલા વર્ગમાં ખડકાયલો સામાન તેમણે શોધી કાઢ્યો. એ ડબાના બારણા આગળ જ તે ઊભા. ત્યાં જ સ્ટેશન માસ્તરની તેમને મુલાકાત થઈ. સ્ટેશન માસ્તર તો ઉપલી પૂછપરછ કરી તુરત જ ડ્રાઈવર તરફ આગળ વધ્યા. ડ્રાઈવર સાહેબની સિગારમાંથી ધૂમગોટા કલાત્મક રીતે આકાશ પ્રતિ પ્રયાણ કરી રહ્યા હતા.

સામાન ઉચકી લાવનાર પોર્ટરો પણ મજૂરી માટે વાટ જોતા ત્યાં ઊભા હતા. પોલીસ ઈન્સ્પેકટરે તેમના પર દમ માર્યો, "આ શેઠ કયાં ગયા ? આટલો સામાન ખડકાવી એ આવે નહિ એવું બને જ નહિ."

"અરે ! ના રે સાહેબ ! અમારી સગી આંખે તેમને જોયા છે ને ? પાતળા ઊંચા સામાન્ય માણસ જેવા લાગતા. ટિકિટ કલેકટરને પૂછો, સાહેબ ! એ આપને વધુ હકીકત જણાવી શકશે."

"અરે ! તમે તો બાકી છો. એ નહિ. સુરતના આસીસ્ટંટ કલેકટર એવા હોતા હશે ? તમે કહો છો એ માણસ કદાચ એમનો માણસ હશે. શેઠની વાટ જોઈ હજી યે બહાર ઊભો રહ્યો હશે પણ ટ્રેઈન ઉપડવાની તો ત્રણ જ મિનિટ રહી ને ?"

અસ્વસ્થતાથી તે ઘડિયાળના કાંટા તરફ જોઈ રહ્યો. આવા નજીવા કામમાં કાંઈક કમનસીબી આડી ઉતરે તો છેલ્લી ઘડીએ

એની પોલીસખાતાની ઉજ્વલ કારકિર્દી પર પાણી ફરી જાય.

કોઈ આવ્યું નહિ. છેક છેલ્લી પળે સફાઈબંધ લૂગડાં પહેરેલો એક યુવક પોલીસ ઇન્સ્પેકટર પાસે દોડતો આવ્યો ને તેમના કાનમાં બબડ્યો. "પ્રભુનો પહાડ માનો. બધું જ બરાબર છે. એ લોકો ત્રીજા વર્ગમાં સલામત ગોઠવાઈ ગયાં છે. તેઓ આમથી તેમ ફાંફાં મારતાં હતાં તેવામાં મારી નજરે પડ્યાં. મેં જ તેમને જગા કરી આપી છે. તેમનો સામાન જ આ ડબામાં રહેવાનો છે. કેવું વિચિત્ર! સામાન માટે પહેલો વર્ગ ને જાત માટે ત્રીજો!!! પરંતુ એ કોયડો ઉકલવા ગાડીમાં ઘણો ય વખત મળશે. કમબખ્ત રાજનીતિ! સદા ય ભેદી કોયડો જ રહેવાની. સાહેબજી! ઇન્સ્પેકટર સાહેબ! સલામ. આપ મને નથી પિછાની શક્યા. હું આપનો પૂનાજી. ૭ વર્ષ પહેલાં આપના હાથ નીચે જ ધોળકામાં હેડ કૉન્સ્ટેબલ તરીકે હું દાખલ થયો હતો. મારા નસીબે યારી આપી ને અત્યારે હું સી. આઈ. ડી. અમલદાર થવા પામ્યો છું. સલામ."

પૂનાજીએ લટક સલામ કરી શિકાર ચોક્કસ કરી આવેલા શ્વાન પેઠે અદૃશ્ય થઈ ગયો.

વૃદ્ધ ઇન્સ્પેકટર આ સી. આઈ. ડી. ની ભેદી ચાલાકી પર અજબ થતો સ્તબ્ધ બની ગયો. ત્રીસ ત્રીસ વર્ષ સિપાહીગીરીમાં પરસેવો પાડયા છતાં એને આજના કામની ગંધ સરખી પણ આવવા પામી નહોતી.

અજબ સ્વપ્નમાયાથી જાગી એ પોતાના જૂના કૉન્સ્ટેબલને અભિનંદન આપે તે પહેલાં તો ગુજરાત મેઈલ સિસોટી મારી, શાંતિથી પણ ત્વરિત ગતિએ, તારકમંડળમાં શ્યામ વાદળી સમોવડી પસાર થઈ.

# ૫

## અબળા [?]

### ૧

**આં**કલાવનું સ્ટેશન નાનકડું પણ સુંદર હતું. છેક છેલ્લી ઢબે બાંધેલું હોઈ, વળાંક ખાતા રસ્તા ઉપર વૃક્ષોની ઘેરી ઘટામાં, આમ્રવૃક્ષની મંજરીમ્હોરી ડાળ પર કોઈ કોયલ બેઠી હોય તેમ તે શોભી રહ્યું હતું.

આજુબાજુની જમીન ફળદ્રુપ હોવાથી હરિયાળી લીલોતરી આંખોને આહ્લાદ આપતી. પપૈયાનાં ઝાડ આકાશ તરફ ... હંમેશ પ્રગતિ કર્યા જ કરતાં. વિશાળ વૃક્ષ ને આમ્રતરુવરોની ઘેરી ઘટા નીલવર્ણી મીઠી છાંયડી પ્રસારી રહી હતી. આંકલાવનું જીવન એક નાનકડી કાવ્યકથા સમોવડું હતું. રેલ્વે લાઈન એના મોહક સૌંદર્યમાં કંઈ ઓર વધારો કરતી ને નાગણની મોહકતા અર્પતી.

રેલ્વેના મેદાનમાં તાજાં બંધાયલાં મકાનો તપોવનની ઝૂંપડીઓ સમાં ભાસતાં. સ્ટેશન સમાધિસ્થાન સમું ઓપતું. રેલ્વે ટ્રેઈનો પણ જાણે સ્વપ્નભરી દશામાં જ ત્યાંથી પસાર થતી ને બ્હીસલ દ્વારા સરિતાતટેથી પ્રસરતી અનિલલહરીને ઝીણું પ્રણયગીત સુણાવતી.

આકાશ નિર્મળ હતું. અર્ધ ગોળાકાર પાંચમનો ચંદ્ર અંબર પટે તરતી શ્વેત વાદળીઓ જોડે આનંદવિહાર કરી રહ્યો હતો. નદી તરફથી મંદ મંદ પવન વાતો હતો. આંકલાવ જરા ઉંચાણ પર હોવાથી ત્યાંની આબોહવા ખુશનુમા જણાતી.

નંબર દશ વાસદથી ઉપડી ચૂકી હતી. નદીની સમીરલહરી અનુભવતી જાણે તે આરામથી પ્રણયપંથ કાપી રહી હતી.

૨

ઘડિયાળમાં આઠ વાગ્યા. સુંદર પોતાનું કામ કરી હમણાં જ પરવાર્યો હતો. ઑફિસમાંથી બહાર નીકળી તે પોતાની કુટીર તરફ વળ્યો. આખા દિવસની સખત મજૂરી પછી છૂટેલો બળદ જેમ ગમાણ તરફ વળે તેમ.

"અમારાં નસીબ તો પરણ્યા ત્યારથી ફૂટેલાં જ રહ્યાં." દિવસભરની માથાઝીકથી કંટાળી ગૃહમંદિરીયે પધારતા પતિરાજ પર સ્વાગતની પુષ્પવૃષ્ટિ થઈ.

ધ્રૂજતો સ્વર મૃદુલ ને મોહક હતો પરંતુ લાગણીની પ્રબલ વિવશતાથી દબાયલો જણાતો. યુવાન ને ચાલાક સ્ટેશન માસ્તરે સ્વર ને નજરની કુશળ પારખથી એ સ્વરથરડાટનો ભય પારખ્યો.

રાત્રિની શાંતિ ખંડિત થશે કે શું? અથડામણ નિવારવી શી રીતે?

પરંતુ સરસ્વતી માટે તો આજે ઘરની તમામ બાજી બગડી ગઈ હતી: સાવરણીથી માંડીને દવા સુધીના એકેય કાર્યમાં આજે ભલીવાર આવ્યો નહોતો. સાવરણીનો હાથો લાંબો હોવાથી યમદંડની કલ્પના થતી ને કૂવો દૂરના એકાંતમાં ગૌરવાન્વિત

મસ્તક ડોકાવનો હોવાથી ને રેલ્વે કંપનીની લોખંડી કપચી પડતી હોવાથી સરસ્વતીની વર્ણમાલાવલી પાનીઓ આળી થઈ જતી. પાનીની પીડાએ બૈરાંનો મિજાજ હાથમાં રહેજ નહિ.

"પણ થયું શું ? પ્રિયે ! આજ શુકનમાં જ ફરિયાદ શાની !" માયાળુ સાંત્વનભર્યા શબ્દે સુંદરે ખૂબ વિચારી પ્રશ્ન કરવા સાહસ કર્યું, "બહાર જઈને જોયું ? કેવી સુંદર જગા છે. વળી સ્ટેશન તો ગામની ટેકરીએ ઊભું છે."

"હજી તો 'શું થયું છે ?' પૂછે છે ?" સરસ્વતીએ સુંદરનાં વર્ણનાત્મક વચનો વચમાં જ કાપી નાંખ્યાં, "આ જંગલમાં તો રીંછ ને શેઝ વસે. માઈલોના માઈલ સુધી મનખાદેહનો સ્વર પણ સાંભળવાનો મળે નહિ. જ્યાં જુઓ ત્યાં ઘુવડના ફડફડાટ, સાપના સીસકાર ને દેડકાંના કઠોર ધ્વનિ. અહીં એક કલાક પણ મારાથી રહી શકાય તેમ નથી. આજે રાત્રે જ તારથી બદલી કરાવી દો. બીજાનાં સુખ સગવડ ખાતર તમે ઘણા ય તારો કર્યા છે. એ કળામાં તમે નિપુણ છો. આજે તમારી જાત માટે એક ટકોરો વધારે મારો. તમારા ઉપરી અધિકારીને તમારા દુઃખની કહાણી કહો ને બદલી માગો નહિ તો રાતોરાત મને મારે પિયેર મોકલી દો. આ જંગલી જીવનથી હું તો કંટાળી."

સરસ્વતીએ છેલ્લટનો ફેંસલો આપ્યો ને તેના હાથમાંનો પ્યાલો જમીન પર પછાડ્યો. સુંદરને એના સ્વભાવનો પૂરો અનુભવ હતો. તે ગમ ખાઈ ગયો. તેણે જમીન પરથી પ્યાલો ઉઠાવી લીધો. આવી વાતોથી એ ખૂબ જ ટેવાઈ ગયો હતો. નોકરીમાં પણ એને ઘણી વાર ગમ ખાવી પડતી.

પ્યાલો ખાલી હતો પરંતુ ફરિયાદ કરવા સુંદરની જીભ ઉપડી નહિ. સરસ્વતીએ ડાબી આંખના ડાબા ખૂણાથી રોષ ભર્યો

કટાક્ષ ફેંક્યો. એકાંત સૌંદર્યમાં પ્રકાશતા કૂવા તરફ દિશા સૂચન કર્યું. જીવનનાટકની કરુણતાની એને તો આંચ પણ લાગે તેમ નહોતી. છેવટે સરસ્વતી નરમ પડી. પાસેની પાણીની ડોલ પ્રત્યક્ષ કરી.

ઢાંકેલા દૂધ પાસે જેમ બિલાડી જાય તેમ સુંદર ડોલ તરફ વળ્યો. પહેલે જ દિવસે બાજી બગડતી જોઈ તે ફાન વધી જાય તે પહેલાં જ ટાળી નાંખવા તેણે નિર્ણય કર્યો. જરા હિંમતથી તેણે જવાબ દીધો.

"આ જગા રીંછ ને રોઝને વસવા લાયક છે ? આખી લાઈન પર આ જગા માટે તો કેટલાય મરી પડે છે. ટ્રેઇનો થોડી. વ્યાપાર નહિ જેવો. મોટું જંકશન નજીક. વતન જવું હોય તો ગાડી તૈયાર. આપણે સંપીને આનંદ કરવા ધારીએ તો આ ભૂમિ તો સ્વર્ગાદપિ ગરીયસી છે. ઊંઘ કે આરામ વિના જંકશનો ઉપર આજ સુધી મેં અપાર વૈતરું કૂટ્યું છે. અહીં કામકાજનું નામનિશાન નહિ. મારો પગાર જાણે પેનશન ભોગવીએ તેમ જ લેવાનો."

"ખરી વાત! તમારો પગાર પેન્શન જેવો જ છે. મહિને વીસ રૂપરડી મારો ભાઈ જાણશે તો હું તો શરમાઈ મરવાની. તમે આખો મહિનો વૈતરું કૂટી કમાઓ એટલું તો તે એક દિવસમાંજ ઊભું કરી દે છે. વાવટા પર એ બીજી રીતે જ રાજ્ય ચલાવે છે" સ્ટેશન માસ્તરની સત્તાના સૂચક ચિહ્ન ઉપર સરસ્વતીએ કપરું કટાક્ષ કર્યું.

"હા. ભાઈ! હા. તારો ભાઈ નસીબદાર છે એની કોણ ના પાડે છે ? કોણ જાણતું હતું કે રણજીત આઈ. સી. એસ. થશે ? અત્યારે સુરતનો આસીસ્ટંટ કલેકટર પણ બની ગયો.

પણ બધા કાંઈ ઓછા કલેક્ટર બની શકે છે? બધા અમલદાર થશે તો આ ગાડીઓ દોડાવશે કોણ?"

ગુસ્સો વણસાડવા સુંદરે હાસ્ય ઉપજાવવા પ્રયત્ન કર્યો. સરસ્વતીના કમલવદન પર ક્રોધની છાયા મધુમક્ષિકાઓની પેઠે વીંટાઈ વળી હતી. સુંદરે થોડીક ફરિયાદ પણ કરી નાંખી, "પણ જો ને! તને એ પત્ર પણ લખે છે? એનું લગ્ન ક્યારે થવાનું છે? આપણે પહેલા વર્ગમાં મફત મુસાફરી કરીશું. આપણા પર કંકોત્રી તો આવશે ને?"

સરસ્વતીએ ગુમાનથી જ પ્રશ્ન ઉડાવી દીધો ને ઘરનો જ પ્રશ્ન સામો કર્યો. "એટલી વારમાં થાળી પાટલા પણ મૂકી દીધા?"

વાળુની તૈયારી કરવાથી એનો મિજાજ નરમ પડશે ને ગૃહમંદિરનો અકસ્માત અટકી જશે એમ માની સુંદરે ઝટપટ પરવારી લીધું. સમયસૂચકતા ને શાંતિ પછી વાપરવા કરતાં પ્રથમથી જ તેનો લાભ લેવા ધાર્યું. હાથ પગ ધોઈ તેણે પાટલો નાખી થાળી વાડકો પણ હાથે જ લઈ લીધો. રોષે ભરાયલી દેવી ચંડિકાને જેટલી ઓછી તસ્દી પડે એટલું સારું. થાળી જરા ડાઘવાળી હતી. તે પણ નેપકીનથી લૂછી સ્વચ્છ બનાવી દીધી: ધીમા ખોંખારા કરી પિરસણ કાઢવા સૂચના કરી. એટલામાં જ સરસ્વતીનું ધ્યાન ખેંચાયું ને તેણે ઉપરોક્ત પ્રશ્ન કર્યો.

આ વેળા તો સુંદરને સીધો જવાબ આપવાનું જ મન થઈ ગયું. "ત્યારે બીજું શું કરવું?"

"તમારી રેલ્વેના દેવોને માખણ લગાવો." સરસ્વતીએ ટપ્પો લગાવ્યો.

"ધીમે ધીમે બધું જ થશે. શશી! થોડા જ દિવસમાં અહીં ગુર્જર માટે વિભાગ ખોલવાનો છે. પછી તારે જોઈતી દરેક ચીજ વિનામાગે મળી રહેશે. તારે ફરિયાદ કરવાનું કાંઈ જ કારણ રહેશે નહિ. પરમેશ્વરે ટૂંકા પગારના લૈતરાઓ ઉપર પણ રહેમ નજર રાખેલી જ હોય છે."

૩

સુંદર હવે અકળાવા લાગ્યો. સરસ્વતી કોપમૂર્તિ બની ઊભી જ રહી. થાળીને કિનારે બાઝેલાં જલસીકરોની પેઠે શાંતિ ને સંગ્રામ સમતુલામાં તોળાઈ રહ્યાં. છેવટે શાંતિનું જ સામ્રાજ્ય સ્થપાયું.

કોણ જાણે કેમ? પણ સરસ્વતી એકાએક ગૌરવથી રસોડા તરફ વળી. સુંદરનું ભાણું ખીચડીથી ભરી દીધું. એના ભોજનમાં નહોતી સદ્‌ભાવની મીઠાશ કે એના પીરસણમાં નહોતી માતાની કુમાશ. કર્કશા નારીની કડછી ધાન ફેંકે તેમ અણગમતી ખીચડી ત્યાં વેરાઈ રહી.

બિચારા સુંદરનું તો હૈયું જ બેસી ગયું. નાટકીય ઢબે તેણે પ્રિયતમાને પ્રસન્ન કરવા શાંતિપુરાણનું બીજું પ્રકરણ ઉઘાડ્યું.

"અહીંના મુખી તો મારા મિત્ર પણ બની ચૂક્યા છે. એમની શ્રીમંતાઈની શી વાત કરું? બે હજાર એકર તો એમની જમીન છે. સ્ટેશને ઊભા ઊભા એમના ભંડાર આપણી નજરે પડે. દેવો પણ એમના પદની ઈર્ષા કરે છે.

શ્રીમંત ને સત્તાધીશ વ્યક્તિઓનાં વર્ણનથી બૈરાંઓ ઉલ્લસિત થાય છે એવું સુંદરે નવલકથાઓમાં વાંચ્યું હતું એટલે

સરસ્વતીની કમાન છટકી હતી તે વખતે અમીર પાડોશીની વાત અજમાવવાનું સુંદરને મન થઈ આવ્યું.

"અહીંના મૂળજીભાઈ એક રાજા માણસ છે. આ રેલ્વે નખાઈ હોય તો એમના જ પ્રતાપે. આ સ્ટેશન પણ એમની લાગવગથી બંધાયું. એટલા માટે તો આખી લાઇન વાંકમાં લેવી પડી. સીધી રીતે તે જરા દૂર આવતું હતું. બીજાં વધારે ગામોને લાભ મળતો હતો પરંતુ શ્રીમાન મૂળજીભાઈની ઇચ્છા કોણ નકારી શકે? તાલુકા બૉર્ડ ને જીલ્લા બૉર્ડના એ સભ્ય. તે ગુજરાતીમાં પણ એવી સહી કરે છે કે અંગ્રેજીને પણ કોરે મૂકે. ધારાસભા માટે પણ તે ઊભા થવા વિચાર કરે છે. પૈસાદાર માણસ જેટલું ન કરે તેટલું ઓછું."

સરસ્વતીને સુંદરની વાતમાં રસ પડતો જણાયો. "વાચનથી મનુષ્ય બનાય છે ને નવલકથા તુફાની સાગરમાં નાવ પાર ઉતારવા સહાય રૂપ બને છે." સુંદર મનમાં જ બબડ્યો.

"મુખી સાહેબ આજે બપોરે પોતાની નવી ગાડીમાં બેસી નંબર નવ પકડવા સ્ટેશન પર ધસી આવ્યા હતા. શરીર પર તેમણે મૂલ્યવાન વસ્ત્રો પહેરેલાં હતાં. અંધાર ઘેર્યા આકાશમાં વિદ્યુલ્લેખા ઝબૂકે તેમ તેમના શ્યામળા વદનમાં દંતાવલિ ચમકી રહી હતી. તે યુવાન ને વાતોડિયા છે. તેલ પાયેલા પોલાદ પેઠે તેમનું શરીર ચમકે છે."

સરસ્વતીએ વાત વધારવા હુંકાર ભણ્યો.

"સદ્‌ભાગ્યે નંબર નવ અર્ધો કલાક મોડી હતી. ડ્રાઈવરની કાંઇ ગફલત થઈ ગઈ હતી. એટલે મને મુખી સાહેબ સાથે વાત કરવા પુષ્કળ સમય મળ્યો. મેં સારામાં સારી ખુરસી બહાર કઢાવી. એનો એક પાયો તો જો કે તૂટેલો જ હતો છતાં

ગામઠી ખીલાથી એને મજબૂત જડી લેવામાં આવ્યો હતો. આપણો પોરટર કરણ આવી બાબતોમાં ઠીક ચાલાક છે. એનો બાપ તો જમીનદાર હતો, હોં કે ? પગ ભાગેલી ખુરસીના બંધ બેસાડવા એણે ઠીક ઠીક કલા વાપરી છે પણ સુથારનો રોજ લેવાનું તે કદી ચૂકે તેવો નથી. મુખી સાહેબ મારી સાથે ઘણી જ માયાળુ રીતે વર્ત્યા. મારો પ્રશ્ન ઉપાડી લેવાનું એમણે વચન પણ આપી દીધું. આજે તે બહારગામ જતા હતા પણ પાછા આવી એ તુરત જ સુંદર કમોદના બે કોથળા આપણને મોકલી આપનાર છે. સ્ટેશન માસ્તરને એ પોતાના ઘરનો જ માણસ લેખે છે."

સુંદરે સઘળી વાત ઠીક ઠીક ગોઠવી કાઢી. એમાં અર્ધું સત્ય હતું. બાકીનું દબાયલા પ્રાણીએ અણીની પળે ગોઠવી કાઢેલી કલ્પના હતી. પરંતુ કોઈ પરીકથા જેટલો સરસ્વતીને એમાં રસ પડ્યો. એનો મિજાજ સહજ નરમ પડતો જણાયો. એના મુખમંડળ પર મૃદુલ હાસ્ય ફરક્યું.

સુંદરના હૈયા પરનો ભાર એકદમ હલકો પડી ગયો. તે હર્ષથી નાચી ઊઠ્યો હોત પરંતુ તે જમવા બેઠો હતો એટલે હર્ષના અતિરેકનો એવો આવિર્ભાવ શક્ય નહોતો.

"ભારખાનાનો વિભાગ ખોલવાનું લગભગ નક્કી જેવું જ છે. હવે તેની માત્ર ઘડીઓ જ ગણાય છે. પછી પ્રિયે ! તારે જે જોઈશે તે હાજર થશે. પછી ભાજી માગજે કે કોબીજ: બળતણ માગજે કે મશાલો: માગેલી તમામ ચીજ મળશે ને એક પાઈ પણ ઢીલી કરવી પડશે નહિ. મુખી સાહેબ જાતે દર વર્ષે ચોખાની વીસ હજાર ગુણો ચઢાવે છે; ફળ, ફૂલ ને બીજી અનેક વૈભવ સામગ્રીઓ આયાત કરે છે. એ બધું ય હવે આપણે હસ્તક થવાનું છે. પછી તને શી ખોટ પડવાની છે ?"

"વીસ હજાર ગુણ ચોખા ! ! ! કંડા પહોરનો ગપાટો. એમ તો મુખી સાહેબ કેટલાય શ્રીમંત હોવા જોઈએ ? એટલા પૈસા એ સંઘરતા પણ ક્યાં હશે ?" સરસ્વતીના સ્વરમાં દેખીતો ફરક પડી ગયો. મિજાજ શાંત પડ્યા પછી એની વાતચીતની મીઠાશ હવે જ જામી. વાદળાં વીંધી ભેદી ઉગતા પ્રભાતસૂર્ય સમોવડું એનું વદન દીપી ઉઠ્યું.

સુંદરના પાસા પોબાર પડ્યા. "હા ! હા ! એમના જેટલું અહીં શ્રીમંત છે જ કોણ ?" એણે વાત ચાલુ જ રાખી, "તે આળસુ ય એટલા ને તેમના દુર્ગુણો ય એટલા. ત્રણ ત્રણ પેઢીથી એકઠું થયેલું કંજૂસનું ધન હવે પાણીના રેલાની પેઠે વપરાય છે. યુવાન મુખીને સલાહકારો પણ ઠીક મળ્યા છે. આંકલાવના સ્ટેશન માસ્તરનું સ્થાન પણ એમાં છે જ. લોકો કહે છે તેમ રોકડ નાણું તો ક્યારનું ય પાંખો લાવી ઉડી ગયું છે. આજે તે આણંદના શાહુકાર પાસે જ જતા હતા. હું કેટલાય દેશો ઘૂમી વળ્યો છું પરંતુ ગુજરાત જેવા સ્વાર્થી ને દરિદ્રી, હલકા ને આળસુ શ્રીમંતો મેં ક્યાં ય દીઠા નથી. દાળભાત ખાઈ ખાઈ આપણું વીરત્વ પરવારી ગયું છે ને આમલીએ આપણાં જીવન જમાનાથી પણ ખાટાં બનાવી મૂક્યાં છે: આપણને વિનાશને છેલ્લે પાટલે બેસાડી દીધા છે."

સરસ્વતીને સુંદરની વાતોમાં રસ જામતો હતો. તેના સ્વામી-નાથની કવિત્વશક્તિનો તેને આજ કાંઈક પરચો થતો હતો. મજૂરી કરી કંટાળેલા ને ભૂખમરાથી હતાશ બનેલા માનવીમાં ગામડાની તાઝગી આટલો સુંદર પલટો આણી શકતી હશે ? સરસ્વતી આશ્ચર્યવિમૂઢ બની રહી.

સુંદરને આ અમોલી તકનો લાભ ઉઠાવવાનું દિલ થઈ

આવ્યું. હજી ખીચડી સિવાય એના ભાણામાં બીજું કાંઇ જ પીરસવામાં આવ્યું નહોતું. કઢીની વાટ જોઇને જ એ બેસી રહ્યો હતો. કડછા ખીચડી ફેંકીને જ સરસ્વતી વાત સાંભળવા બેસી ગઈ હતી. ગૌરવ ભર્યા પોતાના સંપૂર્ણ સૌંદર્યનું તે પ્રદર્શન કરી રહી હતી.

"જોને શશી!" નરમાશથી સુંદર મૂળ મુદ્દા પર આવ્યો, "આ ખીચડી તાઢી થઈ જાય છે. જરા કઢી હોય તો લઇ આવ ને."

"કઢી! કઢી કેવી ને વાત કેવી?" સરસ્વતી સ્વર્ગમાંથી પૃથ્વીને પાટલે ઉથલી પડી. "ભાઇસાહેબને એકલી ખીચડી દાંતે વળગતી હશે? દાળની આમલીએ જ તમને આટલા ખાટા બનાવી દીધા છે. હવે જ મને સમજ પડી."

"આજે નવરાશ જ કોને મળી છે?" સરસ્વતીએ એક બીજો તડૂકો કર્યો, "એમ કહોને કે આટલી ખીચડી પણ ઓરી! નહિ તો પહેલે દિવસે નવા વાસમાં ખાવાનું ઠેકાણું જ ક્યાં પડે? ભાયડાઓથી તો ભગવાન તોબા! અમે તો જાણે બોજો ઉપાડનાર જાનવર કે મોજ માણવાનાં રમકડાં!—"

એની આંખમાં કન્યકાની વિચિત્ર ચમક હતી. એના વદન પર રોષનો આવિર્ભાવ હતો. કઢીનું તો માત્ર બહાનું જ મળી આવ્યું. દિલની પીડા તો જુદી જ હતી. ગૃહજીવનનો પ્રત્યેક પ્રસંગ એનું દિલ કોરી રહ્યો હતો.

સુંદર તો આભો જ બની ગયો. થોડી વાર સુધી ત્યાં નીરવ શાંતિ છવાઈ રહી.

## ૪

વચલા વળના બાંધાની, જરા કુમાશ ભરી ને માંસલ, સુવર્ણસમા ચમકતા ગૌર વર્ણની ને ગોળ મુખારવિંદ વાળી સરસ્વતી સૌંદર્યની પ્રતિમા હતી. એની ઊંચી નયનકમાન, પ્રતિભાવંતો ભાલપ્રદેશ, ગરૂડ સમી આંખ ને નાક, તેમ જ બ્રાહ્મણ કન્યાનું અખંડ ઓજસ્ એનું મોહક આકર્ષણ હતું. કોઈ કુલીનના ફરજંદ તરીકે તે સહજમાં ખપી જતી. બાકી એનું અજોડ સૌંદર્ય પણ પ્રભુનું વિચિત્ર વરદાન હતું.

એના પિતા એક આગેવાન શ્રીમંત કુટુંબમાં મુનીમ હતા. એમનો પગાર નામનો જ હતો છતાં ઘરના સાચા શેઠ એ જ હતા. એટલે શ્રીમંતાઇના તમામ વૈભવ વચ્ચે જ સરસ્વતી દશ વર્ષ ઉછરી હતી.

પરંતુ એ કુટુંબની ઓચિંતી પડતી આવી. ઘરધણીને નાદારી લેવાનો પ્રસંગ આવ્યો. રાજસી આવક અદૃશ્ય થવા છતાં ય રાજસી સ્વાગત ભૂંસાયાં નહિ એટલે આવક કરતાં ખર્ચ વધી પડ્યું. કોર્ટોમાં મુકરદમા મંડાયા. શેઠનું દેવું હબકથી ફટકી ગયું. સરસ્વતીના પિતા પણ માલિકની પૂંઠે સ્વર્ગે સંચર્યા. દશ વર્ષની કાચી વયે તે ગરીબ માતાને પનારે પડી. માતાએ પણ ચૌદમે વર્ષે એને પરણાવી હાથ ધોઇ નાખ્યા.

સુંદર કોલેજમાં ચાલાક વિદ્યાર્થી ગણાતો. પરંતુ લગ્ન થતાં જ એની કમનસીબી બેઠી. શાળામાં ભૂગોળનો ખાં હોવાથી એને પ્રવાસની બૂરી લત લાગી. યુવાન સાધુના વેશમાં તે આખું હિંદુસ્તાન ફરી વળ્યો. એના ગજવામાં એક પાઇ પણ નહોતી છતાં ભભૂત લગાવનારને હિંદની ઉદાર રેલ્વે જરા ય કનડતી નથી. હાથમાં માળા જોઇ કે એવી વ્યક્તિની પવિત્રતાથી બધા જ

અંજાઇ જાય ભૂલે ચૂકે ટિકિટ કલેકટર એમની પાછળ પડે તો એનો સમય ને ઉત્સાહ એળે ગયા વિના રહે જ નહિ.

અચાનક સુંદરની ભટકતી જિંદગીનો અંત આવ્યો. એક માયાળુ યુવાન ટ્રાફીક સુપરિન્ટેન્ડન્ટે એને સપડાવ્યો. પરણેલા સુંદરની વીતક કથાએ એનું દિલ પીગળ્યું ને એને આણંદના સ્ટેશન પર ટિકિટ કલેકટર બનાવ્યો. ઘર માંડી શાંત દંપતીજીવન ગાળવાનું એની પાસે વચન લીધું.

ટિકિટ કલેકટર ને સિગ્નલર તરીકે સુંદરે ખૂબ જ પ્રમાણિકતાથી ફરજ બજાવી. એણે વચન પાળ્યું ને ગૃહસંસાર શરૂ કર્યો પરંતુ પહેલે જ દિવસે એને સરસ્વતી માથાની મળેલી જણાઇ. દરેક વાતે તે એનાથી પાછી પડે તેમ નહોતી. એના જેવો પુરુષ એને સ્પર્શ કરવાની પણ હિંમત કરી ન શકે. કોઈ ઉન્નત ગિરિશૃંગેથી આંતરિક ગતિએ ધુઘવતા મહાનદ સમીપે અજાણ્યા ઉંડાણમાંથી સ્ફુરી મંદ મંદ વહેતા નાજુક ઝરણા સમોવડો તે જણાયો. આડે આવતા મજબૂત બંધો તોડી પોતાના નમ્ર પ્રણયગુંજને ધસમસતા પ્રવાહમાં ભળી જવાની તેની હિંમત નહોતી. એની પડખે ગબડવામાં જ સુંદરે સંતોષ માન્યો. સરસ્વતીના મગજના વિચિત્ર તરંગો ને અંગોપાંગના છણકાને કોઇ અજાણ્યો આજ્ઞાધીન બને તેમ સુંદર પ્રથમથી જ દબાઈ ગયો.

પરંતુ આણંદની નોકરીથી સુંદરને એક લાભ ચોક્કસ થયો. શાળામાં વિસારે પડેલો એનો પુસ્તકપ્રેમ પુનઃ જાગ્રત થયો. સરસ્વતીને પણ વાંચવાનો શોખ હતો. એટલી સમાનતાથી પણ ઉલ્લાસતો સુંદર ગજબ વાચક બની ગયો. સ્ટેશન પરના બુકસ્ટોલના કારકુન સાથે એ સારાસારી રાખતો ને પોતાનો શોખ પુરો કરતો. એ કારકુનની પણ એવી સચોટ માન્યતા હતી

કે પુસ્તકો પ્રથમ તો વાંચવા માટે જ નિર્માયલાં હોય છે પછી જ વેચાણ માટે. પુસ્તકો ખરીદનાર ભાગ્યે જ તે વાંચતા એ પણ એટલું જ સનાતન સત્ય હતું.

જંકશન સ્ટેશનનું ત્રણ ત્રણ વર્ષ સુધી વૈતરૂં કૂટી સુંદર કંટાળી ગયો. વાસદથી નવી લાઈન નખાઇ ત્યારથી એની નજર આંકલાવ પર ઠરી હતી. આખી લાઇન પર તેને એવું બીજું એક પણ સ્થાન આકર્ષક જણાતું નહિ. શહેરના જાદુમાં મસ્ત બનેલી એની પત્નીને આંકલાવની શાંતિ, એકાંત ને વૈભવ ભાગ્યે જ ગમશે તેની સુંદરને ખાત્રી જ હતી પરંતુ પહેલે જ દિવસે આમ ધડાકો થશે એવી તો એણે સ્વપ્ને ય આશા રાખી નહોતી.

સુંદરમાં કેટલાક સદ્‌ગુણો પણ હતા. તેથી જ જીવનમાં તે ઠીક ઠીક આગળ વધી શક્યો હતો. પરંતુ એની રીત સહજ આડકતરી હતી. સીધી પ્રવૃત્તિનો એનામાં સરલ ને પ્રતિભાશાળી વેગ નહોતો. અનેક વિચારપરંપરા પછી તે એક નિર્ણય પર આવતો. સરસ્વતીની હાજરીમાં તે ઘણી જ ચીવટથી કામ લેતો. આમાં જ એની ભૂલ હતી. સુંદરે નવલકથાઓમાં પણ એવું જ વાંચ્યું હતું. પરંતુ રોજીંદા જીવનમાં નૈસર્ગિક મનોવૃત્તિને જાદુઇ લાકડીથી પલટી નાંખવાનું એનામાં સામર્થ્ય નહોતું. પરિણામે સુંદરને માગેલી કદી મળી જ નહિ. સરસ્વતી એની સામે બેઠી બેઠી કપરા કટાક્ષે તાકી જ રહી.

સમય પ્રવાહ ચાલુ જ રહ્યો: દંપતીનું અકય પણ અણદીઠું જ રહ્યું.

નંબર દસ પાછી વળતાં નંબર તેર બની જતી. અત્યારે એનો સમય થયેલો હોવાથી સિગ્નલ આગળથી સિસોટીઓ પર

સિસોટીઓ વાગી રહી. સુંદર કઢીની આશામાં ખીચડીના દાણા ધીમે ધીમે મમળાવતો હતો. વ્હીસલના ભણકારે જ એના ધ્યાનમાં ભંગ પડયો. થાળીને ધક્કો મારી તે ધસી આવતી ટ્રેઇનના સ્વાગત માટે બહાર દોડયો. “બ્રાંચ લાઇન પર વખતની કોઇને કિંમત જ નથી.” તેણે ગર્જના કરી, “મરજી પડે ત્યારે બધા આવે ને મરજી પડે ત્યારે જાય. એ હવે નહિ બને. ક્યાં ગયો? હરામખોર કરણ ! ક્યાં મરી ગયો ?”

## ૬

# કરણ

### ૧

જયારે સુંદર ઘરને ખીચડીની ગડમથલમાં પડ્યો હતો ત્યારે પીઠું છોડી પાછો વળતો કરણ પણ ઓછા મહત્વના કામમાં રોકાયો નહોતો. કરણ આંકલાવમાં ઘણો જ જાણીતો હતો. મૂળ તે આંકલાવનો વતની ને નોકરીમાં પણ એક જ સ્થળે કાયમ રહેલો. સ્ટેશન માસ્તરો આવે ને જાય પણ કરણ જેવા તો રેલ્વેના પાટાની પેઠે અવિચળ જ રહેવાના. ગાડીની ગતિ તેમ જ સલામતી માટે પણ તેઓ પાટાના જેટલી જ અગત્ય ધરાવતા. કરણની નોકરી વિવિધ પ્રકારની હતી. ટપાલી માફક એ જાણે બાહ્ય જગત સાથેના સંધાનનો અંકોડો હતો; સાંધાવાળા તરીકે સાંધા મેળવી ગાડીને સ્ટેશને યોગ્ય સ્થળે થંભાવવામાં કરણ બીજા બધા ય પોર્ટરોમાં એક્કો હતો.

આંકલાવ સ્ટેશનની શીળી છાયામાં આવેલા સુંદર આંગણામાં કરણને પણ રહેવાના ખંડો મળ્યા હતા. પરંતુ

ચુનાગચ્છીનો એ એટલો તો નાનો સમચોરસ હતો ને હવા ઉજાસ માટેનો માર્ગ એટલો તો ઓછો હતો કે કરણને એમાં દાસત્વની અવધિ પરખાતી ને નોકરીની ગુલામી સાલતી: એના ઉડતા જીવને રેલ્વેની એ નક્કર કોટડીમાં પૂરી રાખવાનું મુશ્કેલ હતું. ટ્રેઈનના પ્રવાસીઓનાં આતુર નયનો એના કુટુંબ કબીલા ઉપર ઠરે એ પણ એને રૂચતું નહિ.

એટલે નિયમ બહાર જઈને પણ કરણ સ્ટેશનથી બે ચાર ખેતરવા દૂર ગામ તળમાં આવેલા નાળિયેરીના ઝૂંડમાં એક જૂની બાંધણીના ઘરમાં રહેતો. એની પત્ની જૂના ખાનદાન કુટુંબની હોઈ અર્વાચીન સુધારા ને વૈભવની વિરોધી અસરો વચ્ચે પણ તે જૂના રીતરિવાજને વળગી રહેતી. તેથી પણ કરણને જૂના ઘરમાં પડી રહેવાને વધારાનું કારણ મળતું.

પરંતુ કરણ લહેરી જુવાન હતો. જુવાનીના સાહસિક દિવસોમાં એણે જીવનના અનેક રંગરાગ માણ્યા હતા. ગામની સુંદરીઓને એના પંજામાંથી બચવું મુશ્કેલ હતું. ઘણાં ગામડાં એના નામથી ત્રાસતાં. પરંતુ એના કુટુંબની આબરૂ ઓસરતી ગઈ ને ખિસ્સા પર કાપ પડ્યો તેથી જ તેના યુવાન આદર્શોનો વિકાસ અધુરો રહી ગયો.

છતાં એની પત્ની સદ્‌ગુણની પ્રતિમા હતી. એ પતિવ્રતા પત્ની ચાર બાલકોની હેતાળ માતા હતી. કરણને તો આ વસ્તાર સાહસોમાં પારંગત બનેલા જીવનની નિર્બલ પળોનું પરિણામ લાગતું.

કરણ ધીમે ધીમે વધારે ને વધારે અનિયમિત બનતો ગયો.

કલ્યાણના આગમન પછી તો ખાસ. નહિ તો એક જ થડનો સચોટ વિરોધાભાસ કેમ પરખાય? વળી હમણાં જ પાંખડી પરથી ચૂંટી ને માલામાં ન ગૂંથ્યું હોય એવા પુષ્પ સમોવડી તાજી ને સુંદર પંદર વર્ષની યુવાન કિશોરી એની નજરે પડી હતી. આકાશમાંથી અપ્સરા ઉતરી આવે તેમ એ એક દિવસે ગાડીમાંથી સ્ટેશન પર ઉતરી હતી. ત્યારથી કરણને એક ક્ષણ પણ જંપ વળ્યો નહોતો. એના નિર્દોષ આનંદી સ્વરના રૂપેરી ઘંટડી સરીખડા અવાજ આગળ ટ્રેનના ઘૂઘવાટ પણ કરણના કાને પાતળા પડી જતા જણાતા.

આ સુંદર શૃંગાર સજેલી નાજુક ચકોરી! કેવી ચોમેર ઉલ્લાસમાં ઘૂમી રહી હતી? એક ક્ષણ પણ તે પિંજરમાં પૂરાયલી જણાતી નહિ. કાંઈ નહિ તો ઉપપત્ની તરીકે પણ એને સ્વીકારી લેવામાં કરણને હરકત નહોતી. ઘણી યે વાર કરણ મનમાં ને મનમાં જ મહાલતો. બીજી પત્ની લાવવાનું તો તેણે ક્યારનુંયે નિરધાર્યું હતું. પરંતુ યુવાન ને સુંદર કન્યાની જ ખોટ હતી. એટલે મદિરાના પૂર બહારમાં પણ એને કિશોરીનાં જ શમણાં આવતાં.

પીઠા આગળ ખૂબ જ બંધુભાવથી કલ્યાણની રજા લઈ તુરત જ કરણ સુરાઘેલા પગ જેટલી ઝડપે લઈ જાય તેટલી ત્વરાયે ઘર તરફ વળ્યો. પરંતુ માર્ગમાં જ એની પ્રગતિને અંતરાય નડ્યો. ઓચિંતી ને અણધારી સુંદર કિશોરી એના દૃષ્ટિપથે પડી. બાજુની ગલીમાંથી નીકળતાં જ કરણ સાથે તેનું આકસ્મિક મિલન થયું. હાથમાં થોડાં કેળનાં પાનાં ને ફળ, માથે એક પેટી ને ખાટલી લઈ તે મંદ ગતિએ આવી રહી હતી. તે સ્ટેશન તરફ જ જતી હતી.

પહેલું ગીત ગાયા વિના પણ શું એ ચકોરી આમ ચપલા

બની ઉડી જતી હતી ? એને પિંજરમાં પૂરવાનો એક પણ સાચો પ્રયત્ન થાય તે પહેલાં જ ? દારૂના ઘેનમાં પણ કરણને આ વાત ખૂબ જ સ્પષ્ટ સ્વરૂપે સમજાઈ. કેટલીક બાબતોમાં મદિરા સમજ શક્તિને ખૂબ જ તેજ બનાવે છે. પંખિણી સમોવડી સોહામણી કિશોરી નિર્દોષ કુમારિકા હતી. ચંદ્રને જોઈ જેમ સિંધુ ઉભરાય તેમ કિશોરીની મોહકતા કરણની ઊર્મિઓ ઉભરાવી રહી હતી.

“ઓ મારી મીઠી કિશોરી ! તું ક્યાં ચાલી ? આટલી અંધારી રાતે ? આમ એકલી ?” કલાસિદ્ધ વ્યક્તિની સફાઈથી કરણે હાથમાં આવેલી તકનો હોંશિયારીથી લાભ લીધો.

“સ્ટેશન પર, કરણ ! કડાણા જવું છે. પાંખો વિહોણી આધારહિણી પંખિણીને એક ઝાડથી બીજે ઝાડ ઉડયે જ છૂટકો. કેમ ? હજી ગાડીનો વખત નથી થયો ? હજી અહીં ક્યાં ફરો છો ?”

“અરે ! હજી તો ઘણી યે વાર છે. ફિકર નહિ. હું તને મૂકી જઈશ. રાત અંધારી છે. એકલાં જવું ઠીક નહિ. કિશોરી ! તને ટિકિટ પણ લાવી આપીશ ને ગાડીમાં ય બેસાડી જઈશ. ચાલ ઘેર. હું જરાક ખાઈ લઉં. પછી આપણે સાથે જ સ્ટેશને જઈશું.”

કામનો નશો કરણનાં નેત્રો ને સ્વરમાં પૂર બહારથી ખીલી ઉઠ્યો. પરંતુ કિશોરી ચતુર હતી. સ્ત્રીસુલભ પ્રેરણાથી એ ચેતી ગઈ. “હું કાંઈ અજાણી નથી.” દારૂડિયાની ગંધ એણે બરાબર પારખી, “મને સ્ટેશનનો માર્ગ જડશે. તમે ઘેર જઈ

જલદી આવી પહોંચો. સ્ટેશને હાજર રહેવાનો વખત ક્યારનો ય થઈ ગયો છે. દોડો, ઝટ કરો.”

રખે ને કરણ એને પજવવા પ્રયત્ન કરે એમ ધારી, જોખમનો નિશ્ચિત ઈશારો દાખવી, કિશોરીએ ત્વરાથી ચાલવા માંડ્યું.

પરંતુ જીવનની આવી અમૂલ્ય ઘડી કરણ એમ વહી જવા દે તેમ નહોતું. કિશોરી જેવી ચાલાક છોકરીઓ મીઠાં વચન માત્રથી ભોળવાતી નથી. ત્વરિત ને સબળ આક્રમણને જ શરણ થાય છે. કરણ સ્ત્રીત્વને આ દૃષ્ટિએ જ નિહાળતો. પરંતુ દૂર દૂર એને ચક્રોનો ધમધમાટ સંભળાયો: ઝાડની ઘટામાં વચ્ચે વચ્ચે દીપમાલાઓ પ્રગટી ઊઠી. દારૂના ઘેનમાં પણ કરણને આત્મભાન થયું. અકળાયલો કરણ ચમક્યો ને ઘર તરફ દોડ્યો. એની પત્ની પર રોષ રેડવાનું આજ એને બેવડું કારણ મળ્યું.

૨

મહિનાના પગારમાંથી કરણે એક રાતી પાઈ પણ પત્નીના હાથમાં મૂકી નહોતી. મારી ખાધેલી મૂડીની તો વાત જ કરવાની નહોતી. એટલે પિયેરથી આણેલી મતા ઉપર જ કરણની પત્ની ધીરજથી ઘરનો મોભો જાળવતી. એને મન માગવું ને મોત બરાબર હતાં છતાં ય તે દિવસે એને પાડોશીને ત્યાંથી અનાજ માગી આણ્યા સિવાય છૂટકો નહોતો છતાં માગવા જવાની હિંમત કરી શકી નહિ એટલે તે કરણની વાટ જોતી જ ઊભી હતી.

પગલાંનો અણસારો સાંભળતાં જ એણે દ્વાર ઉઘાડ્યું પરંતુ આશ્ચર્યવિમૂઢ નયનોએ કરણને બદલે કલ્યાણને

ઘરના પગથાર ઉપર ઊભેલો જોયો. ઝડપથી તે રસોડામાં ભરાઈ ગઈ.

"ભાભી !" કલ્યાણે જ શરૂઆત કરી, "સંકોચ રાખવાનું કાંઈ જ કારણ નથી. આજે હું ને કરણ મિત્રો બન્યા છીએ. પિતરાઈનો બંધુભાવ આજે ફરીથી સતેજ થયો છે. હજી કરણ ઘેર નથી આવ્યો ? ક્યારનો ય નીકળ્યો છે ને ? મેં તો ધાર્યું હતું કે તે આવી ગયો હશે. કાંઈ હરકત નહિ. કહો ! કેમ ચાલે છે ? છોકરાં મઝામાં છે ને ? હજી દીવો કેમ સળગાવ્યો નથી ? ચૂલામાં દેવતા પણ પાડેલો જણાતો નથી ! મન મૂકીને મને બધું જ કહો. બેલાશક કહો. જરા ય મૂંઝાશો નહિ."

એટલામાં તો ચારે છોકરાં રડતાં રડતાં કલ્યાણને વળગી પડ્યાં. એમને ભૂખ લાગી હતી. ને ખાવાનું તો ઠેકાણું પણ નહોતું. એક ક્ષણમાં જ કલ્યાણે સઘળી પરિસ્થિતિ માપી લીધી. "કરણ બધું દારૂમાં બરબાદ કરતો જણાય છે. ફિકર નહિ. લ્યો આ રૂપિયો."

છોકરાંને આપતો હોય તેવી રીતે કલ્યાણે રૂપિયો નાખ્યો. તે ગગડતો ગગડતો થોડે દૂર પડ્યો. એનો રણકાર નરમ પડ્યો ન પડ્યો ત્યાં આવેશ ભર્યો કરણ ધસી આવ્યો.

"કલ્યાણ ! તું અહીં ? એકલો ? મારી પત્ની સાથે માયા બાંધવા ? તારી રોજની કપટી રીતે આજે સાંજે તેં આટલા માટે મારી મૈત્રી તાજી કરી ? ને આ રૂપિયો ? પ્રીતનું પહેલું પગથિયું ?" કરણના રોષનો પાર નહોતો.

"ભાઈ ! કરણ ! આમ ઉતાવળો થા મા." કલ્યાણે એને ઠંડો પાડવા પ્રયત્ન કર્યો. "સઘળી વાત જાણ્યા સિવાય

કમાન ન છટકવા દે. મારા કરતાં તું વહેલો ઘેર આવીશ એવી મને ખાત્રી હતી એટલે આપણો નવો સંબંધ ગાઢ કરવા ને તારી પત્નીની ખબર પૂછવા હું અહીં આવ્યો હતો. ત્યાં સમજ્યા વિના ગમે તેમ બકવા શું માંડ્યું છે ?"

જવાબ માટે કલ્યાણ નાહક ઘડીક થંભ્યો. કરણના જીવન પર કટાક્ષ કરવા એણે લાગલો જ નિર્ણય કર્યો.

"અહીં નજર કરતાં જ હું સઘળી પરિસ્થિતિ પારખી ગયો. તેં તારી પત્ની ને બાળકોની બિલકુલ પરવા કરી નથી. આજ પંદર દિવસ થયાં તેં એક રાતી પાઈ પણ ઘરમાં આપી નથી. બધાં ય કપરો ભૂખમરો વેઠી રહ્યાં છે એટલે રૂપિયો આપી બાળકોને ટળવળતાં બચાવવાની મને ફરજ ભાસી. તારી આંખે જ તું એમને કકળતાં નથી જોતો ?"

હવે કરણને દમ કસવાનું જ કલ્યાણને યોગ્ય જણાયું. "તને નહિ પસંદ હોય તો હું રૂપિયો ખિસ્સામાં પાછો મૂકીશ." કલ્યાણે આગળ ચલાવ્યું, "બાકી કરણ! તારાં છોકરાં તે મારાં જ છોકરાં છે. તું કે તારાં છોકરાં સિવાય આ વિશાળ વિશ્વમાં મારું કોણ છે ?"

પરંતુ મીઠાં વચનો સાંભળવા કરણ અત્યારે નવરો નહોતો. એણે કલ્યાણને ધક્કો મારી બહાર કાઢ્યો.

દારૂડિયાને ઘેર આવતાં જ ખાવાનું જોઇએ. ખાવાનું ન મળ્યું એટલે પાવડાનો હાથો ત્યાં પડ્યો હતો તે કરણે તેની પત્ની તરફ છૂટો ફેંક્યો. સખત ઘા લાગવાથી તે લોહીલુહાણ બની બેભાન થઈ જમીન પર તૂટી પડી.

કલ્યાણુ દૂર ઊભો ઊભો ચિકિત્સા જોઈ રહ્યો હતો. ધબાકો સાંભળી તેણે તુરત જ બૂમો પાડી. આખું ગામ ત્યાં ભેગું થઈ ગયું.

બરાબર એ જ પળે નંબર દસની વ્હીસલ વાગી. આખા માર્ગ પર એનો તેજ દીપકપ્રકાશ જ્યોત્સ્ના ભર્યો પથરાઈ રહ્યો. કરણુ બમણી ગતિએ સ્ટેશન તરફ દોડ્યો. દારૂના ઘેનમાં ને ઘરના કકળાટમાં પણુ મુખ્ય પાટા પર એક ખાલી ગાડી પડી હતી એમ તેને યાદ આવ્યું. સાંધા ઉલટા કરવાના રહી ગયા હતા.

# ૭

## ગતિ ને વિનોદ

### ૧

જ્યારે કરણ કિશોરીને વિનવતો હતો ને સુંદર કેદીનાં શમણાં સેવતો હતો ત્યારે ગુજરાત મેઈલના ભરચક ડબામાં રણજીત રાજેશ્વરી માટે રીતસરની જગા કરવા બીજા ઉતારૂઓ જોડે માથાકૂટ કરી રહ્યો હતો.

પરંતુ રણજીતની મુત્સદ્દી વાક્જાળનું કાંઈ જ વળ્યું નહિ. મહા પરાણે મેળવેલી બેઠક ગુમાવવા એક પણ ઉતારૂ રાજી નહોતો. કોઈ અભેદ્ય દુર્ગ પર વિજયી હુમલો કર્યા બાદ ઘેરો ઘાલી પડેલું લશ્કર વિરામ લેતું હોય તેવી અદાથી દરેક જણુ બહાનાં બતાવવા લાગ્યું.

ત્રીજા વર્ગનો ડબો કોઈ સુંદર પ્રદર્શન ને ગાંધીઆટાની દુકાનના આહ્લાદક શંભુમેળા જેવો ભાસતો. અનેક પ્રકારની પથારીઓ, પેટીઓ ને થેલીઓ આમ તેમ વેરાયલી પડી હતી. ગામડિયા બચકાથી માંડી સુંદર સુટકેઇસ સુધીની તમામ ચીજો ત્યાં જડી આવતી. ઉતારૂઓ પણ એટલી જ વિવિધ પ્રકારના

હતા. ધૂળે ભરેલી દાઢી વાળા કદાવર વેરાગીઓથી માંડી અર્વાચીન જમાનાના સૂચક સ્તંભો સરીખડા રણજીત ને રાજેશ્વરી જેવા ઉતારૂઓ નજરે ચઢતા. એક બાજુ પવિત્ર ઉપવાસી બ્રાહ્મણ ધ્યાનપગી બની માળા ફેરવી રહ્યો હતો. બીજી તરફ એક છપ્પનીઓ સાહેબ અર્ધું પાટલૂન ને ખાદી હેટ લગાવી સીગારના ઠૂંઠાનો દમ મારી રહ્યો હતો. એની ધૂણી સીધી પેલા ભક્તરાજને હાડોહાડ ઉતરી જતી તેથી એ બિચારા રામનામ સાથે બે ચાર ગાળો ભેળવી પોતાનો નિઃસત્ત્વ રોષ ઠાલવતા હતા.

આટઆટલી વિવિધતા છાતી પર ધારણ કર્યા છતાં અગ્નિરથ નિજાનંદે જ મન ધારી ગતિ કરી રહ્યો હતો.

છેવટે રણજીત મહા મહેનતે રાજેશ્વરી માટે એક બેઠક મેળવી શક્યો છતાં એક બાજૂએ માત્ર લંગોટીથી સજ્જ થયેલા ગામડિયાની ફ્રાણીનો સ્વાદ ચાખતાં ને બીજી બાજુ હરદ્વારથી રામેશ્વર સુધી ફરતાં જેટલો કચરો ભેગો થાય તેથી ભરેલા અંગરખા વાળા એક કદાવર વેરાગીની નાક ફાડી નાખતી ગંધ વેઠતાં રાજેશ્વરીને સાંકડે સમાસ કરવો પડ્યો.

પરંતુ રાજેશ્વરી તો એક બાલક જેવા નિર્દોષ આશ્ચર્યથી ને તીવ્ર અવલોકનકારની શાંતિ ને આસાનીથી આ ત્રીજા વર્ગની ગરીબાઈ, વિવિધતા ને શ્રીમંતાઈનું ગજબ દૃશ્ય નિહાળી રહી.

ગમે તેટલી સફાઈથી બોલવા છતાં તેમ જ ગૌરવથી વર્તવા છતાં રણજીત પોતાને બેસવા જગા મેળવી શક્યો નહિ. આખો વખત નિરાંતે સફાઈબંધ ઊભા રહી તે બંધુભાવની શોધમાં દયામણી નજર નાંખી રહ્યો. પાયજામો પહેરેલા એના પગ એક મજબૂત મુસ્લીમના ઘૂંટણ વચ્ચે દબાઈ રહ્યા. રાજેશ્વરીના

સૌંદર્યથી અંજાઇને જ એ મુસ્લીમે આટલા સ્પર્શનું અપમાન આ ટૂંકા ગાળા માટે સહી લીધું હતું પરંતુ ગમે તે વખતે તેને આત્મભાન થશે ને ઘૂંટણ દબાવી તે વાંધો ઉઠાવશે તેની રણજીતને સંપૂર્ણ ખાત્રી હતી.

એટલે વેળાસર ચેતીને જ એની બાજુમાં જગા ખાલી થશે કે કેમ તે બાબત રણજીત પ્રશ્નપરંપરા ચલાવી રહ્યો હતો. ગુજરાત મેઇલમાં દૂરના જ ઉતારૂઓ હોય છે તેની એને બરાબર ખબર હતી. કદાચ પહેલી તકે એને જ ઉતરવાનું થાય તેમ હતું. એટલે ત્યાગનો નિઃશ્વાસ નાંખી રણજીતે વાતાવરણનો ત્રાસ વિસારી મૂકવા પ્રયત્ન કર્યો: ઉત્સાહ ભર્યા વાર્તાલાપમાં મન વાળવા તે મથી રહ્યો.

“ રાજી ! આજે તારા જાદુમાં હું મૂર્ખ બન્યો. ત્રીજા વર્ગની બારી આગળની મૂંઝવણથી માંડ માંડ ઉગરી આ બધી પીડા વહોરી લીધી. ”

“ ખરેખર ! સામાન માટે પહેલા વર્ગની ને માણસ માટે ત્રીજા વર્ગની ટિકિટ ખરીદીએ તો એવું જ થાય ને ? નેક નામદારની સેવાનો એ જ સીધો રાહ છે ને ? ”

“ ખરેખર ! ઘણું જ મૂર્ખાઈ ભરેલું. હવે મને બધું જ સ્પષ્ટ થાય છે. પરંતુ રાજી ! તું મારી જગાએ હોત તો તું પણ એમ જ કરત. પહેલા વર્ગની ટિકિટથી આપણે ત્રીજા વર્ગમાં મુસાફરી કરી શકત પરંતુ એ વેળા મને તે યાદ જ આવ્યું નહિ. આહ ! કેવી ગજબ ક્ષણ ? મજૂરો તને વીંટી બૂમાબૂમ કરતા હતા: ગાડી ઉપડવાને પાંચ મિનિટ જ બાકી હતી ને તું મારા પર બાદશાહી ફરમાન છોડે જતી હતી ! ”

"એમાં તો ચોકસાઈ માટે ટૂંકાક્ષરી નોંધો તૈયાર રાખનાર કારકુનો વિના પ્રવાસ કરનાર કલેકટરનો જ વાંક હતો ને ?"

"જો રાજી! રોજની રીત મુજબ આજે પણ તું મહેણાં ન દે. આવી રીત તું ક્યાંથી શીખી ? મુંબઈની હવામાં સર્વત્ર ક્રાંતિ ભરેલી જણાય છે. તારી હઠથી મારું આત્મભાન પણ હું ભૂલી ગયો. પહેલા વર્ગમાં મુસાફરી કરવા તેં ના પાડી ત્યારે મારા દિલમાં તૂફાન મંડાયું. કેટકેટલી મગજમારી કરી મેં પહેલા વર્ગની બે બેઠકો અનામત કરાવી હતી ? તૂફાની ટોળાની સામે ઊભા રહેતાં હું વધારે શાંતિ જાળવી શકતો હોઈશ. પરંતુ તને તો શાંત ન જ કરી શક્યો." રણજીતે આછું સ્મિત કરવા પ્રયાસ આદર્યો. એના પગ થાક ને સંકડામણથી અકડાઈ ગયા હતા છતાં સંધ્યાના ચમત્કારો કાંઈ વણનોંધ્યા રખાય તેવા નહોતા.

"પરંતુ આ અનુભવ પણ કલેકટરે મેળવવો જ જોઇએ ને ? મને એથી જરા ય અફસોસ થતો નથી. ત્યાં લહેર છે ને ? રણજીત ! ફાવે છે ને ?"

રાજેશ્વરીએ રણજીતને પાટિયા પર પગ પછાડતો જોયો. એના વદન પર સ્પષ્ટ દર્દ અંકાયલું જણાયું.

"હા, ખરી લહેર છે, હોં રાજેશ્વરિ !"

એ પળે જ રણજીતનો અંગુઠો કચરાયો. ભીડ વાળા ત્રીજા વર્ગની આબાદ લહેજત ચખાઇ. રણજીતના વદન પર દુઃખ રેખા તરી આવી. પરંતુ એની સહનશીલતાની એ જાહેર કસોટીના સકંજામાંથી એ માંડ માંડ છૂટ્યો : ચાલાકીથી રાજેશ્વરી નજીક

ધર્યો. રણજીતને ત્યાં સલામતીનું સ્વર્ગ સાંપડયું. સ્વાતંત્ર્યના એ વાતાવરણમાં એની જીભ એકદમ છૂટી થઈ ગઈ.

"પરંતુ રાજી! મારા જીવનના આ છેલ્લા કલાકે મને મનુષ્યો ને વસ્તુઓ ઉપર ખૂબ જ કંટાળો આવ્યો છે. આપણી દશા પારખી મારું દિલ ખૂબ જ ખિન્ન બની ગયું છે. જગત ભરમાં સામાજિક જીવનમાં આનંદ ભરનાર આપણે કેટલી ઓછી સાચી ટેવો પાડી શકીએ છીએ? પચ્ચાસ વર્ષો થયાં આપણે શીખ્યા નથી. આપણે શીખ્યા પણ નથી ને ભૂલ્યા પણ નથી. આપણામાં રતિ ભાર સુધારો થવા પામ્યો નથી. જો, આ ડબો ભારખાનાના ડબા જેવો જ જણાય છે. સામાન, જાણે ઉપર ચોર ન ચઢયા હોય! આપણા લોકો સામાનને જુદો કેમ નહિ મુકાવતા હોય? બ્રેક વૉનમાં."

"એટલે ગાર્ડ બધું સફાચટ કરી મૂકે." પેલા મીયાંભાઈ વચ્ચે જ ધુરકી ઊઠ્યા. એમના ઢીંચણના સકંજામાંથી રણજીત છટકયો એ તેમને જરા ય પાલવ્યું નહોતું. "એમ તમારા મગજની શાંતિ જળવાય જ નહિ. તમે તો રડતા છોકરાને ય વૉનમાં ધકેલી દેવાનું કહેશો. અગવડ રૂપ કોઈ પણ ચીજ તમારે નહિ જોઈએ. ત્રણસો ને ચોસઠ રાત ઊંઘીએ તો એક રાત ઉજાગરો કરીશું તો શું ઘસાઈ જવાશે? કાળા લોક હેટ પહેરી એટલે જાણે પહેલા વર્ગમાં મુસાફરી કરનાર સાહેબ થઈ ગયા!"

રાજેશ્વરીએ આ વાર્તાલાપ ઉપર બિલકુલ લક્ષ્ય આપ્યું નહિ. એ જ ડબાની બીજી વ્યક્તિ ઉપર એની નજર ઠરી હતી. "જુઓ રણજીત?" તેણે ધીમેથી ધ્યાન ખેંચ્યું, "પેલી બારી આગળના અર્ધ નિદ્રાધીન મનુષ્યને તમે પારખી શકો છો?"

"હા! એણે જ આપણને અહીં જગા અપાવી હતી."

"ખરી વાત, એણે જ આપણને વખતસર અંદર ધકેલી મૂક્યા હતા. રણજીત!"

"બરાબર! આપણે એનો આભાર માનવો જોઇએ."

"ભલે, માનો ત્યારે. એને નજીક બોલાવો. મને તો એ જાસુસ લાગે છે. મને ખાત્રી છે. એ મારી હિલચાલ ઉપર બારીક નજર રાખી રહ્યો છે."

"અશક્ય." રણજીત બોલી ઊઠ્યો.

"બિલકુલ શક્ય. તમે જાતે જ આજે સાંજે મને તે વાત કહી હતી. આજ સવારે જ મેં એને બીજા લેબાસમાં જોયો હતો. મારા બંગલા નજીક તે નદીમાં નહાતો ને તરતો હતો. બાદશાહી સરોવરની માછલીની પેઠે મોજ માણતો. સુંદર વસ્ત્રોમાં સજ્જ થઇ નજીકની ગલીઓમાં ટહેલતો. પક્ષીની પેઠે બગીચામાં ડાળીએ ડાળીએ ઘૂમતો. માત્ર ધરાયલો જાસુસ જ આમ નિરાંતે ભમી શકે. રાષ્ટ્રની અણીની પળ વખતે એના જેવા કોઇક જ પ્રમાદી ગીત ગાન ગાઇ શકે."

"ખરી વાત?" આશ્ચર્યની ચમકથી રણજીત બોલી ઊઠ્યો. એના પર નજર રખાતી હશે એમ રણજીતને પણ ભાસકો પડ્યો.

"ને ચૂંચી આંખે એ તમારા ને મારા ઉપર અવાર નવાર નજર નાંખે છે એથી મને તો લાગે છે કે ત્રીજા વર્ગમાં પણ એણે તમને ઓળખી કાઢ્યા છે ને તમારી હિલચાલનું એ બારીક નિરીક્ષણ કરી રહ્યો છે."

"મારા પર નજર? બને જ નહિ!"

"તદ્દન સંભવિત. મને એમાં જરા પણ શક નથી. તમારા જેવા નિષ્પક્ષપાતી ને સ્પષ્ટદૃષ્ટિ વાળા મનુષ્યો રાજાને કે પ્રજાને ગમતા જ નથી. ખરું કહું તો આ માણસના હેવાલ પર તમારું કિસ્મત લટકી રહ્યું છે. તમે સુરતના આસીસ્ટંટ કલેક્ટર થાઓ છો કે કોઈ ખૂણામાં મહેસૂલ ઉઘરાવી ખાઓ છો તે એ નક્કી કરશે.

રાજેશ્વરીના સ્વરમાં પ્રેરણાના પડછંદ હતા.

"તારા સ્વરમાં કોઈ અલોકિક પડકાર છે પણ રાજી! ખાત્રી રાખજે કે હું એવી હલકી પાયરી કદી પણ સ્વીકારીશ નહિ. મહેસૂલી અમલદાર થવું એટલે બરતરફી ને તે આવા કટોકટીના મામલા વખતે? ત્રીજા વર્ગના અનુભવે મારું દિલ ઘવાયું છે. ખરું કહું તો મારો આત્મા દુભાયો છે. નિષ્ઠુર રેલ્વે વ્યવહાર ને ત્રીજા વર્ગમાં બેસનાર ગરીબ પ્રવાસીઓ પ્રત્યે બેપરવાઈ બતાવવા માટે તો હું બ્રિટિશ રાજને રૂખસદ પણ આપવા તૈયાર થઈ ગયો છું. વાડામાં પૂરેલાં ઘેટાં પણ આનાથી વધારે સુખી હશે."

રણજીત દિલના સાચા ભાવથી બોલી રહ્યો હતો. રાજેશ્વરી આ ધીકતા જ્વાળામુખીનો ધૂધવાટ ધ્યાનપૂર્વક સાંભળી રહી. એને તો રણજીત ક્યારનો ય શાંત પડી ગયેલો ભાસ્યો હતો.

"રાજી! મારા વચનમાં વિશ્વાસ રાખજે. કેટલીક વાર નજીવી બાબતો આપણને સોંસરી ઉતરી જાય છે. આંખમાં કોલસી પડે છે ત્યારે કેવું થાય છે? ત્યારે આ ગતિનું ગૌરવ પણ આપણને ખૂબ સાલે છે."

"રણજીત! હજી જૂનો જુસ્સો તમારામાં જાગતો છે એ જોઈ હું ખુશ થઈ છું. દેશબંધુઓનું દર્દ પિછાની તમારું દિલ

દાઝે છે ને તમારી દેશભક્તિ ઉભરી આવે છે એ ઘણા જ આનંદની વાત છે. ચાલો ત્યારે. આપણે પેલાને બોલાવીએ. પ્રથમ એનો આભાર માનજો. એના વાક્પ્રવાહનું માપ કાઢજો. એની નજરના વિચિત્ર ભેદ ગજબ છે. સાચા પ્રકારથી આપણે ઉલટા જ દોરવાઈ જઈએ છીએ."

"જરૂર રાજી! આપણે એને બોલાવી આભાર માનીએ."

"આપણે માનીએ છીએ તેમ જો એ જાસુસ હશે તો બારી આગળની સુંદર બેઠક છોડી, ભીડમાં પણ તે આપણી નજીક આવી જરૂર બેસશે. પેટને ખાતર. એટલી ફરજ બજાવ્યા વિના એનો છૂટકો જ નથી."

"બળ્યું એ પેટ." રણજીતનો સ્વર કર્કશ બન્યો.

એના દિલમાં ગજબ પલટો થઈ રહ્યો હતો. એના કપોલ પ્રદેશે પ્રસ્વેદ બિંદુઓ ઉભરાઈ આવ્યાં. એનો સ્વર કંપી રહ્યો. એના નયનમાં રોષની લાલાશ તરી આવી.

ગુજરાત મેઈલ પણ પાટા પર ધ્રૂજી રહ્યો.

૨

"પેટલાદ!!! રણજીત! એ નામના સ્મરણ માત્રે જ આપણો સદ્‌ભાવી કલ્યાણ યાદ આવે છે. હા. એ જન્મેલો નાતાલમાં પણ પેટલાદ એના વડવાઓનું વતન: નહિ?"

કલ્યાણના આકસ્મિક નામોચ્ચારે રણજીત ફરી ઝલાઈ ગયો. એનો દુ:ખી આત્મા વધારે ડંખાયો. કલ્યાણના નામોચ્ચારથી રણજીતને કેવું લાગશે તે રાજેશ્વરી સારી પેઠે સમજતી હતી.

"કલ્યાણની રીતભાતમાં હંમેશાં રણજીત પગલાં માંડતો જણાતો. કલ્યાણનો કેવો સુંદર આત્મત્યાગ! આઈ. સી. એસ. થયા છતાં તમારી માફક બાદશાહી વધાવવાની છેલ્લી પળે તે ઓચિંતો ગુમ થયો. એવું કોણ કરે? પછી એની કાંઈ ભાળ મળી? તમને એની હીલચાલની કાંઈ ખબર છે?"

રણજીતે કાંઈ જ ઉત્તર ન વાળ્યો. એનું મગજ તૂફાને ચઢ્યું હતું. ગુજરાત મેઈલ કરતાં ય ગજબ ઝડપે તે કામ કરી રહ્યું હતું. કલ્યાણના બલિદાનને રાજેશ્વરીએ વખાણી લીધું તે બિના પર રણજીતે ઝાઝું લક્ષ પણ આપ્યું નહિ.

રણજીત બોલ્યો નહિ છતાં રાજેશ્વરી બોલતી જ ગઈ.

"પ્રણય નિરાશામાં એણે મને એક ગદ્યકાવ્ય લખી મોકલ્યું હતું. સ્વદેશના ઉદ્ધાર માટે આત્મસમર્પણ કરવાનો એમાં અંતિમ નિર્ણય હતો. આખો ય પત્ર ટૂંકો પણ મીઠો હતો. કલ્યાણનું જાદુ ભર્યું વદન તેમાં સ્પષ્ટ અંકાયેલું હું જોઈ શકી હતી. કેવું ભવ્ય લલાટ! શાંત ચમકતાં ચક્ષુઓ!!! ધીમે ધીમે ઇન્દ્રિય નિગ્રહ સાધી રહેલા કોઈ યોગીશ્વર જેવું ઓજસ! સામાજિક ને રાજકીય પ્રવૃત્તિ માટે તે સ્વદેશ પાછો ફરનાર હતો એવું તેણે મને જણાવ્યું હતું. દેશબંધુઓ માટે કાંઈ ને કાંઈ કરી છૂટવાની એને લગની લાગી હતી. દેશમાં પગ મૂકતાં જ તે મને મુંબઈ મળશે એવી મને આશા હતી. કદાચ એણે વિચાર બદલ્યો પણ હોય. રણજીત! સાંભળો છો કે ઝોકાં ખાઓ છો? ગાડીમાં ઘણાને ઊંઘ આવે છે. ત્રીજા વર્ગની બારી આગળ તમે જે વીરતા દાખવી તે માટે તમને પહેલા વર્ગમાં જ બેઠક આપવી ઘટે છે."

"ના. ના. રાજેશ્વરી! ફરી પાછી એ વાત ક્યાં સંભાળી? આજની સંધ્યા જ મારે માટે કારમી સરજાઈ છે. કલ્યાણના

નામોચ્ચારે ઘણી ઘણી ભૂલાયલી વાતો તાજી કરી છે. ખરી વાત છે. કલ્યાણના મધુરા ચારિત્ર્યને તેમ જ તેના મહાન આત્મભોગને આપણે જરૂર અન્યાય કર્યો છે. હા. તારી બધી જ વાત સાચી છે. આપણાથી, અરે ! મારાથી તદ્દન ઉલટી જ રીતે તે કર્મયોગી છે. એનાં કૃત્યો પણ છીછરાં નથી. સામાજિક જીવનના છેક મૂળમાં તે ધારી અસર કરે છે. સામાજિક પલટા માટે સ્વતંત્ર માર્ગ દર્શાવે છે. ખરેખર ! રાજી ! એવા આત્માઓ વિરલ છે. આકાશી વાદળી એક ધારી ચોમેર વરસે છે : એમ વરસવામાં જ એ આનંદ માણે છે : તેવી જ રીતે આવા અલૌકિક આત્માઓ જગતભરના હિતાર્થે જ મથ્યા કરે છે."

"કલ્યાણના નામથી તમે આટલા ઉત્સાહિત બન્યા એ જોઈ હું ખૂબ જ ખુશી થઈ છું. રણજીતના જે સાચા સ્વરૂપને હું પિછાનું છું તે સ્વરૂપે જ તમે અત્યારે વિરાજી રહ્યા છો એ જાણી મને અનહદ આનંદ થાય છે. તમારી આ ઉદારતા તમારામાં ઝડપથી થઈ રહેલા પલટાની સૂચક છે. તમારો હૃદયપલટો થતો નિહાળી મને જે હર્ષ થઈ રહ્યો છે તેની સીમા તમે કલ્પી પણ શકશો નહિ."

રણજીતને પોતાની નાડીએ નાડીએ ગૌરવનું છૂપું જોમ સ્ફુરી રહેલું જણાયું. રાજેશ્વરીનાં સાહસિક ને વિશાળ પદ્મનયનો સહજ વિસ્ફારિત થઈ હરિણસૌન્દર્ય ને માયાળુતા ધારણ કરી રહ્યાં.

"રાજી! તને મારા વિચારો વધાવતી જોઈ મારા ઉલ્લાસનો પાર રહેતો નથી. કલ્યાણ વિષે હું થોડુંક વધારે જાણું છું. કલ્યાણના એ કીર્તિગાને તારો આહ્લાદ અનેક ગણો વધી જશે એની મને ખાત્રી છે. કલ્યાણ ઘણા જ ઉંચા કુલનો

નબીરો છે. આ પ્રાંતમાં એના કુળની ખાનદાની ખૂણે ખૂણે વિખ્યાત છે. અત્યારે એ કુટુંબ પડતી અનુભવી રહ્યું છે છતાં પેશ્વાઈ અમલમાં એ લોકો કીર્તિના કેન્દ્રસ્થાને વિરાજતા. રાજતંત્ર બદલાયું ને બ્રિટિશ અમલે કલ્યાણના કુટુંબની ખાનાખરાબી કરી. જો ને. બ્રિટિશ અમલમાં કયું ગામડું વિનાશપંથે નથી પરવર્યું? જીલ્લાના કલેકટર સિવાય બીજી એક પણ વ્યક્તિ સમૃદ્ધ થતી મને તો નથી જણાતી. વિશાળ વટ વૃક્ષ જેમ ચોમેરની કુમાશ ચૂસી લઈ ફુલે ફાલે તેમ કલેકટરનો દોર વધતો જ જાય છે. નાદારીના સરકારી રિસિવરની પેઠે એનું પેટ ભરાતું જ રહે છે. વાંદરા ને બિલાડીઓની વાત તારાથી ક્યાં અજાણી છે?"

આટલું બધું ઊંડું ઉતર્યા હશો એવું હું નહોતી ધારતી. રણજીત? પણ કલ્યાણની વાત કહો. એમની વર્તમાન પ્રવૃત્તિથી તમે પરિચિત છો?"

"ના. તેથી જ આમ લંબાવે રાખું છું." ભાષાલંકારો જ્ઞાનની ઊણપને ઠીક ઠીક છૂપાવી શકે છે.

"કલ્યાણના પિતાજીએ મહાત્માજીના સુકાન હેઠળ ઠીક ઠીક સેવા બજાવેલી. તેથી જ રણજીત! કલ્યાણનો સ્વદેશ પ્રેમી જીવડો આમ હાલી ઊઠયો હશે."

"ના. રાજેશ્વરી! મને તો બીજું જ સત્ય પરખાય છે. તેં અર્પેલી પ્રણયનિરાશાએ જ પોતાનો ભાગ ભજવ્યો છે. યાદ છે? રાજી! તેં એ વેળા કલ્યાણની આથી અર્ધી પણ કદર કરી નહોતી. એના ભાવને તેં ધુત્કારી કાઢયો હતો. પરિણામે કલ્યાણનો એ સદ્ભાવ બીજે ચીલે વળ્યો. જનની જન્મભૂમિ માટે મરી ફીટવા

એણે નિર્ધાર કર્યો. આદર્શ આત્માઓ માટે એ જ માર્ગ સ્વાભાવિક ને મહાન છે. તું મારો પણ ત્યાગ કરે તો હું ય માતૃભુમિને ચરણે જ પ્રાણાર્પણ કરું એની મને ખાત્રી છે."

"મારા દેશને માટે હું તમને સેવક બનાવવાની હામ ભીડી શકું તો કેવું સારું?" અસાધારણ સ્વરે રાજેશ્વરી ખંડિત વચનો ઉચ્ચારી રહી. એના વદનમંડળ પર શરમની છાયા ફરી વળી.

"એથી યે વધારે. રણજીત! કલ્યાણની નસેનસમાં કુલીનતાનું રૂધીર ભરેલું છે. તેમના કુટુંબનો એ અમૂલ્ય વારસો છે, પેઢીઉતાર જેણે ગામની આગેવાની કરી હોય તે પલટાયલા વાતાવરણમાં ને ગરીબ દશામાં પણ લોકહિતનાં કાર્યોમાં આગેવાની લીધા વિના રહી શકતા નથી. સેવા તો એમણે એમની ગળશુથીમાં જ પીધેલી હોય છે."

રણજીત અધીરાઈથી હાથ મસળી રહ્યો.

"ખરેખર! રણજીત! નાતાલમાં ઉછરેલા કલ્યાણે આ અણીની પળે માતૃભુમિ માટે કાંઈનું કાંઈ કરી બતાવવું જ જોઇએ."

"કલ્યાણ નાતાલમાં નથી જન્મ્યો. રાજી! એ ત્યાં ઉછર્યો છે એ વાત સાચી. એના પિતાનું પલાયન એક અદ્ભુત કથા છે. કલ્યાણ છ મહિનાનું બાળક હતો. ત્યારે એની માતા ગૂજરી ગઈ. એ ત્રણ જ વર્ષનો હતો ત્યારે એને લઈ નરસિંહભાઈ નાતાલ ભાગી ગયા.

રાજેશ્વરી આતુર દિલે સાંભળી રહી. "સાચી વીરકથા ને અદ્ભુત પલાયન. આ સઘળા સાહસ પછી તે કિરતારનો કોઈ છૂપો હેતુ જરૂર સમાયો હશે. કુદરતનો ક્રમ હમેશાં ભેદી જ હોય છે. કલ્યાણનું જીવન પણ કેવું ત્યાગ ભર્યું બન્યું છે?

રણજીત! ઑક્સફર્ડમાં એના અંતરાત્માને ઉકેલી ન શકી તે માટે હું ખરે જ! દિલગીર છું."

રણજીતનું જોમ ઓચિંતું નરમ પડયું; અજાણ વિહ્વળતામાં એણે ફિક્કો હોઠ કરડયો.

"રણજીત! આમ કેમ કરે છે? એથી રાત્રિની ભયાનકતા વધુ કડક બને છે. ફરી પાછો બેભાન બની ગયો? કોઈ ગંભીર મનોવેદના!!! જૂના વિચારો ફરી ઉભરાયા કે શું? જૂની વાતોથી તને ત્રાસ થયો?"

રાજેશ્વરીએ એક વેધક દૃષ્ટિ નાંખી. અંતરના ઉંડાણમાંથી બોલતી હોય તેમ તેણે ફરી શરૂઆત કરી. એના સ્વરમાં ગંભીર નિર્ણયની અંતિમ સ્પષ્ટતા હતી.

"મારે માટે જરા પણ વસવસો ન રાખીશ. રણજીત! હવે હું કોઈ એક જીવનની તૂફાની આત્મા રહી નથી. દેશ સેવામાં જ મેં મારું સર્વસ્વ અર્પણ કર્યું છે. મારો લગ્નદિવસ ઘણો જ દૂર છે. સ્નેહ ને વાસનાના તમામ વિચારોની મેં દેશકાર્યમાં તિલાંજલિ આપી છે."

માતૃભૂમિના પડકારે વાસનાના તમામ વિચારો સેવાનાં કાર્યોમાં પલટાઈ ગયા છે. માનવપ્રેમ વિશ્વબંધુત્વમાં રૂપાંતર પામ્યો છે. સ્વાતંત્ર્ય સિદ્ધ ન થાય ત્યાં સુધી મેં બ્રહ્મચર્યવ્રત અંગીકાર કર્યું છે. પ્રાચીન સંતોએ સંન્યસ્તાશ્રમ સમજીને જ રાખેલો એ ગાળામાં વાસના ઉચ્ચ ને પવિત્ર કાર્યો તરફ વળે છે: માનવ વેદીમાં પૂજ્યપાત્ર બને છે: દેશબંધુઓનું સુખ શાંતિ ને આધ્યાત્મિક ઉદ્ધાર માટે રહ્યા સહ્યા જીવનના હીરને નીચોવી દેવાય છે. કોઈ

અમૃતચોઘડીએ પરમાત્માએ મને આ પ્રેરણા પાઈ છે. એથી મારા દરેક કાર્યમાં પવિત્રતા ને જોમ રેડાય છેઃ નમ્રતા ને સ્નેહ ભાવ પ્રગટે છે. દેવતાઓનો અમૃત સ્પર્શ અનુભવાય છે."
અંતરના ઊંડાણમાંથી આવતાં સહૃદયતા ભર્યાં આ વચનોએ રણજીત પર ભારે અસર કરી. કોઈ ગજબ છૂપા કાર્ય પ્રદેશો અણધાર્યા ખૂલી ગયા પરંતુ આ શબ્દોથી એની આશાઓ ને આદર્શોના ચૂરેચૂરા થઇ જતા હતા એ રણજીત સારી રીતે સમજી શકયો. રાજેશ્વરીના વદન ને સ્વરમાં એવું તો આધ્યાત્મિક તેજ ને ગૌરવ વિરાજી રહ્યું હતું કે રણજીતના આત્માને કોઇ કીમિયાગરે જ સ્પર્શ કર્યોઃ શબ્દે શબ્દે એનું અંતર પલટાઈ રહ્યું.

કલાકે ચાલીસ માઇલ કાપતી ગતિએ શબ્દોને પાંખો આપી. કલ્પનામાં કવિત્વ ભર્યું. રાજેશ્વરીનાં વિચાર વાદળો આ પ્રેરણાની વિદ્યુતરેખાથી ચમકી રહ્યાં.

જાહેર જગામાં અસભ્ય રીતે કલાકો સુધી ઊભા રહેલા રણજીતનાં અંગો કળવા લાગ્યાં. ભીડથી મૂંઝવતો એ કલાક એને વધુ વિહ્વળ બનાવી રહ્યો. દોડતી ગાડી અવળે ચીલે ચડી જતી જણાઈ. અર્ધા કલાકમાં તો એ ભાનભૂલો મનુષ્ય બની ગયો. પરંતુ રાજેશ્વરીનાં દર્શન માત્રેજ રણજીત સજીવન થતો : એના જીવનનો પરિશ્રમ સાર્થક ભાસતો : ક્ષણ પહેલાના ઝંઝાવાતે એનું જીવન વેડફાઈ જતું હતું છતાં તે લાંબે ગાળે પણ તે નવપલ્લવિત થશે એવી તેને આશા હતી.

"જુઓ, રણજીત! પેલો માણસ હજી પણ આપણા ઉપર નજર રાખી રહ્યો છે. બારીના ખૂણામાંથી યે એનાં નયન આપણા

ઉપર લંબાઈ રહ્યાં છે.”

“રાજેશ્વરી! તને તારા સૌંદર્યનો ખ્યાલ નથી. તું પસાર થતી હોય ત્યારે કેટલા ય જુવાનિયાનાં નેત્રો તારા પર જડાઈ રહે છે.”

“પણ રણજીત! એ લોકોની હારમાં આને બેસાડું એવી હું મૂર્ખ નથી. કોઈ જાસુસની વેધક દૃષ્ટિ ને કામીની ભાનભૂલી આંખો હું પારખી શકું છું. વાદળ ઘેરા આકાશમાં સૂર્યકિરણ લપાઈ જાય તેમ કામીનયનનાં તેજકિરણ ઊડી જતાં વાર નથી લાગતી. એટલે આમ ખાલી કલ્પનાઓના ઘોડા દોડાવાનું કાંઈ જ કામ નથી. તમારી વીર આગેવાની અફળ જતી હતી એ અણીની પળે એણે કરેલી અમૂલ્ય સહાય માટે એનો આભાર માનવાનું હજી યે મોડું થયું નથી. તમારાથી બને તો આગળ થાઓ નહિ તો હું એ શિષ્ટાચાર પતાવી નાંખું.” અનેરી આજ્ઞા દાખવતો રાજેશ્વરીનો સ્વર ઊંચો થતો ગયો.

રાજેશ્વરીના આજ્ઞા કરતા સત્તાવહી ફરમાને રણજીત કર્તવ્યતત્પર બન્યો.

૩

તે ઉભેલો જ હતો. હાલવાની પણ જગા નહોતી. એટલે મહા મહેનતે સહજ જમણી બાજુએ વળી રણજીત સહજ મોટેથી બોલ્યો. “ગાડી પકડવા અમે દોડતાં હતાં તે વખતે અમને દાખલ કરવા માટે અમે તમારાં ઘણાં જ આભારી છીએ. તમે અમારી સાથે જ છો જાણી અમે ઘણાં ખુશી થયાં છીએ.”

આ વધારે પડતા આભારદર્શનથી પૂનાજીનું મસ્તક સહજ નમી ગયું. જગા બદલવાની જરા પણ ઇચ્છા દાખવ્યા સિવાય

બેઠે બેઠે જ તે બોલ્યો, "એવું કાંઈ નહિ, હોં! તમારા જેવા પહેલા વર્ગમાં ફરનારાં કેવળ શોખની ખાતર ત્રીજા વર્ગમાં ચઢી આવો તો અમારી એટલી પણ ફરજ નહિ?"

પૂનાજીના આ નૂતન જ્ઞાન પ્રદર્શનથી રણજીત ચમક્યો.

પરંતુ પૂનાજીએ એક ધારી રીતે આગળ ચલાવ્યું, "ત્રીજા વર્ગમાં સામાન્યતઃ ઝાઝી ભીડ રહે છે જ. સરકારે આ દિશામાં તાકીદે પગલાં લેવાની જરૂર છે. એમને મન આ વાત નજીવી છે પણ આપણો દમ નીકળી જાય છે. સરકાર જાગશે ત્યારે જ આ મુશ્કેલીઓનો અંત આવશે. ધારાસભાના સભ્યો, પ્રજા પ્રતિનિધિઓ ને રાવબહાદુરોએ આ માટે ખાસ પ્રયત્ન કરવો જોઈએ, પણ શું કરીએ? એ લોકો હંમેશાં પહેલા વર્ગમાં જ મુસાફરી કરે છે. તેમને અહીંની મુશ્કેલીઓનો ખ્યાલ પણ ન હોય એટલે એ દૂર કરવાનો એમને ખ્યાલ પણ ક્યાંથી આવે?"

"એ જ પીડા છે ને." ગળે હાથ ફેરવતો રણજીત કકળી ઊઠ્યો, "ત્રીજા વર્ગની એ ટિકિટો મેળવતાં સ્ટેશન પર મારી ડોક જ મરડાઈ ગઈ. કાંકુ પણ ઉતરી ગયું છે. આ ગાડી મળી તે પણ તમારે લીધે જ." તાજ વગરના રાજાની પેઠે ડોક ઊંચી કરતાં રણજીત મોટેથી બોલી ઊઠ્યો.

રણજીત વધારે બાફવા જતો હતો પરંતુ રાજેશ્વરીએ વાદળમાં વીજળી ઝબકે તેમ ધીમો ઈશારો કર્યો. અજાણ્યા માણસ આગળ આખો ય ઈતિહાસ ઉકેલવો ઠીક નહિ એમ રણજીતને પણ લાગ્યું. એનો સાત્વિક રોષ બહાર પડવા મથી રહ્યો હતો છતાં રાજેશ્વરીની ટકોરે તે સાવધ બન્યો. "ગમે તેમ" મન વાળતાં તેણે પૂરું કર્યું, "મહાસભાની ધમાધમથી

તો કદાચ નહિ પણ ખાસ મૂંઝવણ વેળાએ પ્રજાની રખાતી આવી અસહ્ય બેકાળજીથી આ બ્રિટિશ રાજના પાયા ડોલ્યા વિના તો નહિ જ રહે."

"ખરી વાત છે. સાહેબ!" પૂનાજી વાત લંબાવવા મથ્યો, "આ બેપરવાથી ઘડી ભર મન તદ્દન ખાટું થઈ જાય છે પરંતુ આ ડબ્બામાંથી બહાર પડતાં જ એ વાત વિસરાઈ જાય છે. એન્જીનના તણખાની માફક આ વેદના પણ ઘડી ભરમાં જ વાયુમાં અદૃશ્ય થઈ જાય છે. પરંતુ મહત્વની વાત તો બીજી જ છે. આ ગરીબ લોકોને દુઃખનાં શૂળ ભોંકાતાં હોય છતાં તેમની બેપરવાઇથી તેઓ હુંકાર કરવા પણ અશક્ત છે. એમનાં દુઃખનો આપને કાંઈ ખ્યાલ છે સાહેબ! સવારે ખાવાનું મળશે કે કેમ તેની પણ તેમનાં બરાં છોકરાંને ખબર હોતી નથી. આ જંજાળી જગતમાં એમનું કિસ્મત વાંકું ઘડાયલું છે. એ કામ કરવા તૈયાર છે પણ એમને કામ મળતું નથી. લોહીનું પાણી થાય ત્યાં સુધી મજૂરી કરે છતાં તેમને પેટ પૂરતું ખાવાનું મળતું નથી. એમનો પ્રભાત સૂર્ય ઠંડો ને વેરાનમાં જ ઉગે છે. સર્જનહારની સૃષ્ટિમાં ક્યાં ય પણ આવું નિર્માલ્ય જીવન તમે નહિ જુઓ. જન્મતાં જ તેઓને ઠંડી ગરીબાઇનો ઉપહાર ધરવામાં આવે છે. જીવન ભર તેઓને મજૂરીમાં પીસાઇ મરવા સિવાય બીજું કાંઈ જ હોતું નથી. બાલકોના રૂદનનિદાનમાં ભૂખી ઘડીઓ વીંટાઈ વળે છે. માતાનું હૃદય ગજબ નિરાશાથી કોરાઈ જાય છે. કરોડોના આ નિર્દોષ આક્રંદ સૂરો આકાશ સુધી ખડકાયા જ કરે છે. એક વાર વજ્રપાતની માફક તે જરૂર બ્રિટિશ રાજ પર તૂટી પડશે."

રણજીત કરતાં રાજેશ્વરી માટે જ પૂનાજીએ આ ભાષણ માર્યું. બન્ને આશ્ચર્ય ચકિત બની આ તીવ્ર વેદના ભર્યાં વચનો

સાંભળી રહ્યાં. ગરીબ દેશબંધુઓ માટે આ અજાણી વ્યક્તિનો સદ્‌ભાવ જોઈ રાજેશ્વરીનો ઉદાર આત્મા ઉત્તેજિત બની રહ્યો. ઉલ્લાસના અતિરેકથી તેનાથી બોલ્યા વિના ન રહેવાયું. “ આપનું નામ શું? ભાઈ! વયના પ્રમાણમાં તમે ઠીક ઠીક અનુભવી લાગો છો. આપનું પ્રથક્કરણ યથાર્થ છે. આપે તેને રજૂ પણ સાદી ને સચોટ રીતે કર્યું છે.

“ કારણ કે હું પણ એવાંઓમાંનો જ છું. બેન! મારે નથી જમીન કે નથી જાગીર. હું પણ એ જુલમની ચક્કીમાં પીસાયલો આદમી જ છું.”

“ પણ તમારું નામ ?”

“ પૂનાજી. હું ખેડા જીલ્લાનો જ છું. કુલીન કુટુંબનો છું. અમારા વડવાઓએ પણ સંપૂર્ણ જાહોજલાલી ભોગવેલી. પરંતુ અત્યારે અમે ગરીબાઈમાં આવી પડચા છીએ. દશ વર્ષ પહેલાં હું નાનો હતો છતાં મેં મારું સાચું હીર વેડફી માર્યું છે. મહાત્માજીના પ્રતાપે મને મારું વતન સાંભર્યું. શહેર છોડી હું પાછો વળ્યો. અત્યારે કઠાણા જાઉં છું.

“ કઠાણા !” રણજીત ને રાજેશ્વરી એકી સાથે બોલી ઊઠચાં.

“ હા, કઠાણા. હવે મુંબઈમાં પગ જ નહિ મૂકવાના મેં સોગંદ લીધા છે.”

“ એક વાત પૂછું ? ભાઈ! સવારે મેં તમને સાબરમતીમાં મોજથી તરતાં જોયા હતા વટવૃક્ષની શીળી છાયામાં તમે કોઈ અનેરુ આનંદ ગીત લલકારી રહ્યા હતા. ખરી વાત ને ?”

“ તમે પણ ત્યાં હતાં ? બેન! આજ સવારે મેં કોઈના

પર ધ્યાન આપ્યું નહોતું. પરમાત્માના ધ્યાનમાં હું લીન થઈ ગયો હતો. ચોમેરનું સૃષ્ટિ સૌંદર્ય ગજબ હતું. આકાશ ને સરિતાની રમ્ય સજાવટમાં હું ઓતપ્રોત બની ગયો હતો. સાબરમતીએ મને મારું બાલ્ય સંભારી આપ્યું હંમેશાં હું મહીસાગરના તાજા પાણીમાં સવારમાં તરતો ને આહ્લાદતો. પાણી માટે મને ખાસ પક્ષપાત છે. સાબરમતીને પણ મેં અંતિમ વંદન કરી લીધાં. છેલ્લાં દશ વર્ષમાં શાંતિની અનેક પળો માટે હું એનો ઓશિંગણ હતો. પરંતુ મારું દિલ ગામડિયું હતું. શહેરના પીંજરમાં પૂરાયલું ગ્રામ્યપંખી બની હું દશ દશ વર્ષ યાતના વેઠી રહ્યો હતો. સ્વાતંત્ર્ય ને વિદાયની અંતિમ પળે મેં આત્મ સંતોષનું એક ગીત પણ લલકાર્યું હતું."

"હવે તમે કઠાણા જાઓ છો?"

"હા. મહાત્માજીનો પડકાર મુજ સરખા ગરીબને કાને પણ પડ્યો છે. હું મારા ભાઈને મળવા જાઉં છું. એ સગે તો નામ કાઢ્યું છે. કોઈ પણ દેશભક્તની તુલનામાં આવે એટલો એમનો આત્મભોગ છે. માનશો! એમણે કલેકટરની લાયકાત મેળવી છે સ્વહસ્તે પ્રજાનું હિત સાધવાની એમને હોંશ હતી. એણે હમણાં ગ્રામ્ય પુનઃરચનાનું કાર્ય હાથ ધર્યું છે. તે અત્યારે આંકલાવમાં દારૂબંધીનું કામ કરી રહ્યા છે. પ્રથમ હું તેમને મળવા માગું છું."

"તેમનું નામ?" રાજેશ્વરીએ આતુરતાથી પૂછ્યું.

"કલ્યાણ."

"કલ્યાણ!" બન્ને જણ એકી અવાજે બોલી ઊઠ્યાં.

"હા. બેન! કલ્યાણ. પણ તમે એને ક્યાંથી ઓળખો? મેં તો હજી એમને જોયા પણ નથી. પરંતુ બધા કહે છે કે એ

તો કુળમાં હીરો પાક્યો છે હીરો. મારા તો એ બાંધવ છે, એટલે મને તો એમને માટે સ્વાભાવિક અભિમાન હોય જ."

"હા. પૂનાજી! કલ્યાણ ખરેખર! એક હીરો જ છે. અમે એમને ઘણી જ સારી રીતે ઓળખીએ છીએ. અમે બધાં ઑક્સફર્ડમાં સાથે ભણતાં હતાં. એ અહીં છે એ જાણી અમે ઘણાં જ ખુશી થયાં છીએ. તેમાં વળી તમે મળી ગયા એટલે તો પૂછવું જ શું? અમને જરૂર એમની પાસે લઈ જાઓ. અમે પણ કઠાણા જવા જ નીકળ્યાં છીએ." રાજેશ્વરી ઉત્સાહ ભરી બોલી રહી.

"તમે કઠાણા જાઓ છો? કેવું સદ્‌ભાગ્ય? કાલથી મારું તો નવું જ જીવન શરૂ થયું સમજો." પ્રસંગના પ્રવાહમાં પૂનાજી પણ તણાતો જણાયો.

રાજેશ્વરીને ખરેખર! લાગવા માંડ્યું કે તેની શંકાઓ પાયા વિનાની ને અસ્થાને જ હતી. ત્રણે જણાંએ એક ઝોકું પણ ખાધું નહિ. પૂનાજી એમની વાતોથી ધરાયો. એમના આંતરિક જીવનથી એ સંપૂર્ણ માહિતગાર થઈ ચૂક્યો. એમની રાજકિય યોજનાઓ તે પામી ગયો. સ્વદેશ પ્રત્યેની તેમની ભાવનાઓ પારખી શક્યો.

ગુજરાત મેઇલની ગતિએ રાજેશ્વરીની કેફિયતોને કોઈ ગજબ સ્વરૂપ આપ્યું. રણજીતના ત્રુટક ત્રુટક પણ કડવા ઘૂંટડા પણ પ્રગટ થયા. રાજેશ્વરી ભાવના ને સહૃદયતાથી બોલી રહી. રણજીત મસ્તક ધુણાવી સંમતિ દાખવતો. એમ ધૂણતાં ધૂણતાં જ એનામાં અજાણે પણ અકલ્પ્ય ફેરફાર થતો ગયો. એની સિવિલિયનપણાની ભાવના તેમાં જરા પણ અંતરાય નાખી શકી નહિ.

ગુજરાત મેઇલનો ચાલુ ધમધમાટ ને ધુમાડો દશે દિશાઓ પૂરી રહ્યો.

એવામાં રાજેશ્વરીના પદ્મનયનમાં કોલસી પડી. એના ગુલાબી ગાલ પરથી મુક્તા માલા સમોવડાં અશ્રુબિંદુઓ નીતરી રહ્યાં. રણજીત ને પૂનાજી એના નૈસર્ગિક સૌંદર્યથી અંજાયા. પરંતુ રાજેશ્વરીએ ગતિના ગૌરવ ખાતર તે મુક્તાફલ ન્યોચ્છાવર કરવા યોગ્ય ધાર્યું.

વાક્વિનોદ વધતો થંભાવવા સર્જનહારે સૂચના દીધી. ત્રણે પ્રવાસીઓએ આંકલાવ જવા નિર્ધાર કર્યો.



## અકસ્માત

### ૧

આંકલાવના સિગ્નલ આગળ નંબર તેર ધમધમાટ કરતી આગળ વધી. સુંદર એક જ કૂદકે ઑફિસમાં ઉડી પડયો. એન્જીનનો દિપક પ્રકાશ એક ધારી રીતે આખા માર્ગને અજવાળી રહ્યો. કોપાનલથી સળગતો સુંદર જાતે સાંધો મેળવવા દોડયો. વચમાં એટલી જ ત્વરાથી ને દુ:ખદ આશ્ચર્યથી દોડતો કરણ સામો મળ્યો.

"હરામખોર!" સુંદરની કમાન છટકી, "ક્યાં મરી ગયો હતો?"

"હરામખોર કદાચ હોઈશ, સાહેબ! પણ મરી તો નહોતો જ ગયો. પતિવ્રતા નારી સાથે રસોઈ તૈયાર ન રાખવા માટે પત્નીવ્રત ધારી પતિદેવને હંમેશાં તકરાર થાય જ. એમ આજે મારે પણ બન્યું હતું. મેં જરા હાથ અજમાવ્યો. તેથી સહજ વિલંબ થયો. સામાને દબાવતાં સ્વાભાવિક વાર લાગે જ. એની સાથે પતવી બે કોળિયા ભરું ત્યાં તો નંબર તેરનો ધમધમાટ સંભળાયો. છો એ વહેલી ધમધમાટ કરતી. સાલા

હારફિયા ને આળસુ ડ્રાઈવરો! કોલસામાં રહેનાર કાળા જ હોય ને? અગ્નિતણખા જેવા જ અસ્થિર! વખત પહેલાં દોડી ન આવે એવો દાબલો બેસાડવાની ખાસ જરૂર છે." કરણમાં નૈસર્ગિક કલ્પનાશક્તિની છાંટ હતી. આજે તો બીકાએ ને છેલ્લા કલાકના બનાવોએ એને રંગીલો બનાવ્યો હતો.

પરંતુ સુંદરનું ધ્યાન બીજે જ હતું. "સાલા! બરીને મારતો હતો?" અણીની પળે પણ સુંદરથી બોલ્યા વિના ન રહેવાયું, "ને તે પણ ખાવા માટે? એવું તે બને?" પરંતુ નવયૌવન સાંપડ્યું હોય તેમ ગાડી તો ધસી રહી હતી. એના સુકાન પર કોઈ ઉમેદવારનો હાથ હતો. એટલે ખાવાનું મેળવવા કરણે ક્યા ક્યા ઉપાયો અજમાવ્યા તેનું વિવેચન કરવાનો વખત પણ નહોતો. કદાચ એને પણ દાળ મળી નહિ હોય.

"કરણ! સાંધો મળ્યો કે નહિ તપાસ. મુખ્ય પાટા પર ખાલી ડબા સાથે ભારખાનું પડેલું છે."

લથડતે પગલે કરણ કેબીન તરફ દોડ્યો, "કરણ! કરણ!" સ્ટેશન માસ્તર ગાજી ઊઠ્યા, "સાલાએ ખૂબ પીધો જણાય છે. પાટા પર ગબડી ન જાઉં. ઘડીકમાં રામ રમી જશે. દોડ. દોડ. સાંધા મળ્યા કે નહિ? પછી હાથ પાડજે."

"કોણે પીધો છે તે? કરણે? બિલકુલ નહિ. સાલો ડ્રાઈવર પીધેલો હશે. મને ખાતરી જ છે." કરણે મોટેથી ગર્જના કરી, "આ નાનકડા સ્ટેશન પર સાંધા તો હંમેશાં મળેલા જ હોય છે." મનમાં બબડતાં ને ડ્રાઇવરને ગાળ દેતાં તેણે સિગ્નલ પાડ્યો, "આવ. આવ. ઘેર માથું ફોડ્યું એમ આજે તારો પણ ઘાટ ઘડું. પાટા પર કામ કરી કરી એક ઘડી પણ નીરાંત મળી નહિ.

સિગ્નલ નમ્યો કે નંબર તેર માળામાં સૂતેલાં પંખીઓને ચમકાવતી તીણી વીસલ મારી ધમધમાટ કરતી આગળ વધી.

ઑફિસની કૂંચી ભાગ્યે જ ફરી હશે. સુંદરે હજી કોટ ને વાવટો પણ હાથમાં લીધો નહોતો. એવામાં ધસતા એન્જીને પ્રલયગર્જના કરી. નંબર તેર ભારખાના સાથે અથડાઈ પડી.

સુંદર પર વજ્રપાત થયો.

પશ્ચિમના ઘેરા ગોરંભામાં અસ્ત પામતો અર્ધચંદ્ર અકળાઈ રહ્યો.

સદ્‌ભાગ્યે એક પણ જીવનું જોખમ થયું નહિ. માત્ર ઠંડી ક્ષણે દરેકે એ સખત આંચકો અનુભવ્યો. શ્રીમાન મૂળજીભાઈ અને તેની તોફાની ટોળી સિવાય નંબર તેર લગભગ ખાલી જ હતી. તે સામાન્ય મુસાફર માફક કદી પણ મુસાફરી કરતા જ નહિ. ડ્રાઈવરને બાજુએ બેસાડી એન્જીનનું સુકાન જાતે સાચવતા. જોખમનું એમને ભાન જ નહોતું. પોતાની જમીન પર સ્વેચ્છાએ ગાડી ચલાવાનું એમને ગુમાન હતું.

આ સંકટની ઘડીમાં સરસ્વતીએ સામાજિક રિવાજો બાજુએ મૂક્યા. ઘરની અથડામણીથી એ જરા પણ મુંઝાતી નહિ. છતાં તે આ ધસી જતા એન્જીન ને ફુરચા ઉરાડતા ડબાઓની અથડામણ જોઈ સ્તબ્ધ બની ગઈ. આંખના એક પલકારામાં જ તે પ્લેટફોર્મ પર પતિની પડખે જઈ ઊભી. ચંદ્રમાં વાદળી ફરી વળે તેમ તેના મૂંઝાયલા ચંદ્રવદન પર વિષાદરેખા અંકાઈ રહી.

સાંજના આઠ વાગ્યા ત્યારથી તેને અકસ્માતની આગાહી થઈ રહી હતી.

સુંદર મનમાં જ હરિ સ્મરણ કરી રહ્યો.

ઘરમાં ભીડેલા વટોળિયાએ બહાર જોર અજમાવ્યું એટલી પ્રભુની કૃપા.

જીવન હતું ન હતું કરવા આવેલા ઝંઝાવાતે લોખંડ ને લાકડાં ઉરાડયાં એટલી જ હરિની દયા.

આઠ વાગ્યાથી જ અથડામણના ભણકારા વાગી રહ્યા હતા. દોડતી ગાડીઓ ને ખાલી ડબ્બાના જ ભૂક્કા ઉડયા એટલો જ પ્રભુનો પહાડ. સુંદર ને યુવાન ઉગતાં જીવનો વેડફાઈ ન ગયાં એટલી જ એની મહેરબાની.

જીવનમાં પહેલી જ વાર સુંદર ને સરસ્વતીનાં દિલ એક તાર થયાં. સર્વજ્ઞ પરમાત્માનો તેમણે સહૃદય આભાર માન્યો.

૨

વાસદ કડાણા રેલ્વે પર આ પહેલો જ અકસ્માત હતો. આવા પ્રકારની અથડામણ સુંદર માટે પણ પહેલી જ હતી. લોખંડ ને લાકડાના આ વિચિત્ર ને ગજબ મિલને સરસ્વતીમાં અહિક ગૌરવ ને પૂજ્યભાવની નવી જ ચેતના જગાડી.

નવજીવનનો ને પ્રવૃત્તિનો શંખ ફૂંકાતો હોય એવી ધન્ય ઘડી તેને પરખાઈ. એનામાં ઐહિક વસ્તુઓ માટે સદ્ભાવ પ્રગટાવ્યો. એના હૈયે વાતાવરણના પડકાર સાથે પહેલી જ વાર એકતાનતા સાધી. કળીમાં ખીલવાનું ચેતન પૂરાયું. સૂર્ય પ્રકાશનો તેણે પ્રેરક આનંદ અનુભવ્યો. માતૃભૂમિના ગંગાજલમાંથી એકલ પૂણ્યભાવનો પવિત્ર આનંદ ઉડી ગયો હતો. વર્ષાની વિપુલતાની પેઠે બંધોના કિનારાને સ્પર્શ કરવા, ગિરિ કંદરાની સ્વતંત્રતા સાધવા ને ગિરિ માલાઓમાં ખેલવા એણે સંપૂર્ણતા સાધી.

ને એ અંધારી ઘડીએ પણ શ્રીમાન્ મૂળજીભાઈ સરસ્વતીના ચંદ્રવદનનું એટલા જ ઉલ્લાસથી સૌંદર્ય પાન કરી રહ્યા હતા.

જેની હોંશિયારી ને ચાલાકી ઉપર ગાડીઓની સલામતી અવલંબે છે તેવા સાંધાવાળા થવાને બદલે કરણ પોતાને સામાન્ય ઉતારૂ લેખાવાનું પસંદ કરી રહ્યો હતો. ફરિયાદની સપડામણીમાંથી બચવા પહેલી પ્રેરણા તો એને નરસિંહકાકાની પેઠે દૂર દેશાવર ભાગી જવાની થઈ. એને પણ ચોવીસ વર્ષ થવા આવ્યાં હતાં. પાટાને મજબૂત રાખનાર ખીલાથી માંડી ધમધમાટ કરતા એન્જીન સુધી કાંઈ પણ કથળે તો તેને માટે પ્રથમ જવાબદાર તે હતો એવું એને કાને પડયું હતું.

કલ્યાણ પણ ત્યાં આવી પહોંચ્યો હતો. નાનકડા જલ પ્રવાહ નજીક ઉગેલા નાળિયેરીનાં વૃંદ નીચેની રેતીમાં જ તે ખુલ્લામાં સૂતો. આખા દીવસની ધમાલ પછી ખુલ્લી હવામાં સૂવાથી જ એનામાં તાઝગી આવતી. દોડતી ગાડીઓના કઠોર સંગીતમાં પણ તે બાલકની પેઠે ઘસઘસાટ ઊંઘતો.

માર્ગમાં કરણની સતામણીથી ભયભીત બનેલી કિશોરી હજી પણ નિર્દોષતાનાં પ્રસ્વેદ બિંદુઓથી નીતરી રહી હતી. જાણે આશ્રય ન શોધતી હોય તેમ એ સરસ્વતીની પડખે ઊભી હતી, પરંતુ સર્વના રક્ષક સમોવડા મૂળજીભાઈ શક્તિ સ્તંભ સરિખડા સર્વનું ધ્યાન ખેંચતા.

એવામાં અકસ્માતથી આકર્ષાઈ આખું ય ગામ સ્ટેશન પર એકઠું થઈ ગયું. કરણની લોહીલુહાણ પત્નીને પણ અર્ધ મૂર્છિત દશામાં સ્ટેશન પર લાવવામાં આવી હતી. એને પ્રાથમિક સારવારની જરૂર હતી. સરસ્વતીએ શિક્ષિત પરિચારિકાની

પેઠે તુરત જ એ કાર્ય ઉઠાવી લીધું.

સુંદરને સૌથી પહેલી સમયસૂચકતા સાંપડી. એના જીવમાં જીવ આવતાં જ તે શ્રીમાન્ મૂળજીભાઈની નંબર તેરમાં હાજરી જોઈ આશ્ચર્યવિમૂઢ બની રહ્યો.

"મૂળજીભાઈ સાહેબ! નંબર તેરમાં આપ ક્યાંથી? નંબર નવમાં આપ મુંબાઈ જનાર હતા ને?"

"ખરી વાત. પણ મારે જેનું કામ હતું તે મળ્યા નહિ એટલે હું વાસદથી જ પાછો વળ્યો. હું ટ્રેનમાં હોઉં ત્યારે મારી મોટર સડક પર સાથે જ દોડે છે. એટલે નંબર તેર હું પકડી શક્યો."

"ગાડી તમે ચલાવતા હતા?"

"હા. પણ ડ્રાઈવર મારી બાજુમાં જ બેઠો હતો. પાંચ મિનિટમાં અમે પાંચ માઈલ કાપ્યા હતા. કેવી મઝા પડી હતી! આમ અકસ્માત નડશે એવો મને ખ્યાલ પણ આવ્યો નહોતો. પેલા કરણના પાપે જ આ બન્યું છે. એક દિવસ એને ખોખરો કર્યા વિના સિદ્ધિ નથી. પણ સ્ટેશન માસ્તર! મને તો આમાં ખાસ વાંધો આવે તેમ લાગતું નથી. એન્જીનના થોડાક સાંધા ઢીલા થઈ ગયા હશે તે બેસાડી દેતાં તકલીફ નહિ પડે તેની મને ખાતરી જ છે. સુંદરલાલ! તમે આખું ય પ્રકરણ શાંતિથી ઉકલી નાખશોને?"

"જરૂર. મુખી સાહેબ! આવી નજીવી બાબતો માટે આપે જરા પણ ચિંતા કરવાની જરૂર નથી. ચક્રો હોય ત્યાં અથડામણો થાય જ. કુદરતનો એ કાયદો જ છે." સુંદરે મૂળજીભાઈના કાનમાં સાંત્વન શબ્દો ઉચ્ચાર્યા.

જવાબમાં મૂળજીભાઇએ એમના સેવકોએ ખડકેલી રૂપિયાની થેલીઓ તરફ આંગળી કરી.

રૂપિયાના ખ્યાલે જ સુંદરની આંખ ચમકી રહી.

“આપે જરા પણ મુઝાવાની જરૂર નથી. મૂળજીભાઈ સાહેબ! હું મારી જાતે કાલ સુધીમાં બધું જ રાગે પાડી દઈશ.”

રૂપિયાની થેલીઓ ઘરમાં પડી હોય એવું જ સુંદરને તે પળે લાગ્યું. કોઈની શ્રીમંતાઈમાં અણધાર્યો ભાગ મળે ને આનંદોર્મિ ઉછળે તેવો તેણે અનુભવ કર્યો. આ કર્મીની મિસાલે તે સરસ્વતી તરફ વળ્યો.

પરંતુ મૂળજીભાઈની નજર પણ ચોમેર શિકારની શોધમાં જ હતી. એમાં અનંગની આગ વરસતી. એમની આંતર ભાવના બહાર પડવા મથતી. સરસ્વતીના અલૌકિક સૌંદર્યના વિચાર માત્રે જ તે આનંદ સ્વપ્નમાં સરી રહ્યા હતા. સદ્‌ભાગ્યે તેને હાથ કરવી મનુષ્ય શક્તિની બહાર નહોતું. છતાં કોઈ અકલિત રીતે એમનું દિલ ડંખ દઈ રહ્યું.

સંકટ સમયે સર્પ પણ પાછો પડે તેમ સરસ્વતી સહજ પાછી હઠી. એ હિલચાલમાં પણ એની સંપૂર્ણ રમણિયતા ને સૌંદર્ય તત્વ ખીલી ઊઠ્યું. જડ જગતમાં જીવનાર પ્રાણી કરતાં તે આકાશગામી અપ્સરા સરિખડી ઓપી રહી.

સુંદરે બીજા જ પ્રકારની અથડામણનો પ્રસંગ ઊભો થયેલો પારખ્યો. ધીમે ધીમે તે સ્ટેશન તરફ વળ્યો. “ઠંડી લાગવા માંડી, હોં!” જતાં જતાં શ્રીમાન્ મૂળજીભાઈને તેણે નમ્રતાથી સૂચના કરી, “આજના પ્રવાસથી તમે કંટાળ્યા પણ હશો. કેવો કરુણ પ્રસંગ! ચાલો, આપણે ઑફિસમાં બેસીએ.

વિરામાસનમાં જરા આડા પણ થવાશે. હું વાસદ તાર કરી યોગ્ય બંદોબસ્ત કરી દઉં છું. કરણ! આ થેલીઓ ત્રીજોરીમાં ગોઠવી દે."

શ્રીમાન મૂળજીભાઇએ સુંદરનું આમંત્રણ સ્વીકાર્યું. એમને ઝોકાં તો આવતાં જ હતાં. સરસ્વતીના સૌંદર્ય ને અથડામણની ઈંતેજારી છતાં કુદરત કાંઈ પોતાનો ક્રમ જતો કરે છે? પાંચ કલાકના સતત કાર્યક્રમથી તે ધરાઇ ગયા હતા. એણે ત્રણ હજારની માગણી કરી ત્યાં શરાફે પાંચ હજાર આપ્યા હતા. તેથી પણ તે આનંદમાં હતા. આણંદમાં પણ તેમણે કલાકેક લહેર ઉડાવી હતી. પરંતુ દારૂના ઘેનમાં શરાફે દશ હજારની પહોંચ લખાવી લીધી હતી તે તેમના ધ્યાનમાં જ નહોતું.

એટલે મૂળજીભાઇએ વિરામાસન પર લંબાઈ ઘોરવા માંડ્યું. બેવડી સલામતી માટે ઑફિસને તાળું મારી સુંદર બહાર પડ્યો. કિશોરીની સહાયથી કરણની પત્નીની સારવાર કરતી સરસ્વતીની પડખે જઈ ઊભો. થોડી જ વારમાં લોકોને વિખેરી નાખવામાં આવ્યા. અકસ્માતનાં વાદળ પણ કેમ વિખેરવાં તે સુંદર વિચારી રહ્યો.



# ધાંધલ

## ૧

કોઈ અગમ્ય સ્મિતથી સરસ્વતીએ પતિનું સ્વાગત કર્યું. "હજી તો તમે પૂરું વાળુ પણ કર્યું નથી : ભૂલી ગયા કે શું ?"

"આજે ઉપવાસ કરવો જ ઠીક છે. મારા જીવનની આ અણીની પળ છે. જીવન ભરમાં આવી ઠંડી સંધ્યા ને આવા શોક બંધ બનાવો મેં અનુભવ્યા નથી.

"ખરી વાત છે, નાથ! આકાશના તારલાઓ પણ મને કહી રહ્યા છે કે આ પળ મારા જીવનમાં પણ અગત્યનો ભાગ ભજવવાની છે."

એના સ્વરમાં કોઈ અજબ મીઠાશ ભરી હતી. એનાં નયનમાં કોઈ ભવિષ્યવેત્તાની ચમક હતી. તારક ગૂંથ્યા અંબર પટ નીચે સ્ટેશનના આંગણામાં સરસ્વતી વિચાર લીન, શાંત, કુમાશ ભરી ને સોહામણી લાગતી હતી. સરોવર જલે સરસિજ સમોવડી તે શોભતી. અલૌકિક ભાસતી એ આકાશમાંથી ઉતરી આવેલી અપ્સરા જવલંત જીવનનો કોઈ કરુણ પલટો નિરખવા ત્યાં ઉપસ્થિત થઈ હોય તેમ જણાતું હતું.

ખજુરીની વૃક્ષ ઘટા નીચે આવેલું રેતાળ મેદાન સ્ટેશનથી સો એક દૂર રૂમઝૂમ રમતી સરિતાને વક્ષઃસ્થળે આશ્રય આપતું હતું. એવે સ્થળે પણ કલ્યાણ પર નિદ્રા દેવીએ આજે કૃપા કરી નહોતી. કોઈ પણ નિશ્ચયાત્મક કાર્ય કરતાં આજે એને ચેન પડતું નહોતું.

"આવી અટપટી પળે પણ શાંત ને ગંભીર દેખાતો પેલો મનુષ્ય કોણ છે? પેલા કરણની પત્નીની સારવારમાં છે તે? એ કરણ કે એની પત્નીના સગા તો હોઈ શકે જ નહિ. એમનાથી એ ઘણા જ જુદા પડી આવે છે." સરસ્વતીએ પોતાના સ્વામીનાથને આતુરતાથી પ્રશ્ન કર્યો.

"એ તો કરણના નજીકના પિતરાઈ છે. કરણ પોરટર છે પણ તે સારા કુટુંબનો નબીરો છે. કલ્યાણનું જીવન તો અદ્ભુત છે. નવલકથાઓમાં વાંચીએ છીએ તેથી યે એની વાત રસિક છે. નાતાલમાં એ જન્મેલા ને બેલીઅલમાં ભણેલા."

"બેલીઅલ–ઓક્સફર્ડ!"

"હા! આઈ. સી. એસ. પાસ થયા પણ નોકરીએ ચઢતા પહેલાં જ એ દિશાનો તેમણે ત્યાગ કર્યો. વર્તમાન પત્રો ને ભાષણો વાંચતાં તને જેમ થઈ આવે છે એમ એમણે પણ માતૃભૂમિની હાકલ સાંભળી. એકાદ વર્ષ પહેલાં તે અહીં આવ્યા ને શ્વાનવત્ ભીરુતા વતનીઓમાં અશ્વનો પ્રાણ પૂરવા તેમણે પ્રયાસ આદર્યા: એમાં કેટલી સફળતા મળશે એ તો પ્રભુ જાણે."

"મળશે: મળશે, નહિ તો જનતા એટલી કેળવાશે તો ખરી."

"કેળવાઈને કેળવણીનાં દુષણો ઘરમાં ઘાલશે."

"છતાં ય કેળવણી નકામી તો નથી જ જવાની. જુઓ, કલ્યાણભાઈ સામું તો જુઓ. નાથ! એમના વદનમંડળ પર સાચી અમીરાઈ ઝળકે છે. તે કોઈ સહૃદયી કાર્યકર્તા જણાય છે."

"અત્યારે તો એ પાણીની માફક પૈસા ખરચી ગરીબ ગામડિયાઓ માટે લોહીનું પાણી કરી રહેલા છે. આંકલાવનું પીઠું બંધ કરાવવા એ ખાસ મથી રહ્યા છે. છેલ્લા એક મહિનાથી તેઓએ એકલે હાથે એ ઝુંબેશ ઉપાડી છે. અથંગ દારૂડિયાઓને તેઓ સાદા જીવનના લાભ સમજાવે છે. જરૂર પડે ત્યારે પીકેટીંગ પણ ગોઠવે છે."

જરા ખોંખારો ખાઈ સુંદરે સહેજ બદલાયલા ગંભીર સ્વરે આગળ ચલાવ્યું, "જ્યારે આપણા મુખી સાહેબ બુકીંગ ઑફિસમાં પડ્યા પડ્યા ઘોરે છે તે કલ્યાણને જડમૂળથી ઉખાડી નાંખવાના પેંતરા રચે છે. કલ્યાણને એ બંડખોર માને છે. એમના રાજ્યની શાંતિ ને સામાજિક વ્યવસ્થામાં એમનાથી ખલેલ પડશે એમ તે ધારે છે. એમના બે હજાર એકરનું સત્યાનાશ વળી જવાનું હોય એમ એ ભડકી ઊઠ્યા છે. એકાદ અઠવાડિયામાં જરૂર કાંઈ નવાજૂની થશે. કદાચ કલ્યાણભાઈ જેલ ભેગા પણ થાય. આજે જ મુખી સાહેબ આણંદ જઈ ડેપ્યુટી કલેક્ટર સાહેબને મળી આવ્યા છે. પેલી થેલીઓનો પ્રતાપ કાંઈ ઓછો નથી. મુખીનાં વચનો રામબાણ નીવડશે. આ કડકીના વખતમાં થેલીઓના આત્મબળનું ઓછું મહત્વ નથી."

શ્રીમાન મૂળજીભાઈ ઑફિસમાં નીરાંતે ઘોરી રહ્યા હતા. બારણાની ફાટમાંથી એમનાં નસકોરાં બહાર સ્પષ્ટ સંભળાતાં. સીધા ઢોળાવ પર ભારખાનું ગબડતું હોય તેવો અવાજ આવતો. ત્રણસો એકર જમીનના એ શ્રીમંત માલિકનું સુંદર સંગીત ક્ષણભર સાંભળી રહ્યો.

સરસ્વતીની નજરે તો કલ્યાણ એના પ્રિય રાષ્ટ્રીય કાર્યનો વીર આગેવાન કરી ચૂક્યો હતો. "તમે એમને ઓળખો છો?

એમને બોલાવો ને?"

"હા. મારે થોડું ઘણું ઓળખાણ છે ખરું. આજે જ સવારે તે ખાદીના તાકા ને ચરખાનું પારસલ છોડાવવા આવ્યા હતા. એક ડઝન ચરખા એ તુરતમાં જ ચાલુ કરાવવાના છે. આ અજ્ઞાન, આળસુ, દારૂડિયા ને ચોર બદમાસોને તે મનુષ્ય બનાવવા ધારે છે. જમાનાની ગુલામી સેવતા મુખીના ખેડૂતોનો એ ઉદ્ધાર કરવા માગે છે."

"પણ એવી શરૂઆત કર્યા વિના છૂટકો છે?" સરસ્વતીએ દલીલ કરી, "આ અધમૂઆઓનો ઉદ્ધાર કરવા કોઈએ તો ગ્રામોદ્ધારનું કાર્ય હાથ ધરવું જ જોઈએ ને? આપણા જમાનાનું મને તો આ અત્યુત્તમ કાર્ય લાગે છે. આ ગરીબ ગામડિયા જીવનમાં આદર્શ સ્થાપવો ને કોઈ યોજના રજૂ કરી, તેમની જીવનસુધારણા સાધવી એ કાંઈ ઓછું નથી. કલ્યાણભાઈને બોલાવો ને. એમના જેવાની ઓળખાણ થાય તો આ અકસ્માત પણ મને તો સાર્થક લેખાશે. તમારી સંમતિથી હું એમના કાર્યમાં જોડાઈશ. આ વેરાન સ્થાનના જેલજીવનનો અંત આણીશ. સાથે સાથે તમને ગમશે એવી વાનીઓ પણ જરૂર રાંધી રાખીશ." સરસ્વતીએ સ્મિત કર્યું.

સુંદર કલ્યાણ પાસે ગયો. "કલ્યાણભાઈ! આમ અસ્વસ્થ કેમ જણાઓ છો? બનવાનું બની ગયું. મારે ભાગે અકસ્માત ને તમારે નસીબે કરણની પત્નીનું ઘવાયલું મસ્તક આવી પડ્યું છે. સવારની ગાડીમાં એને આણંદ હૉસ્પિટલમાં મોકલી આપીશું."

"મને તો એમ થાય છે કે હું જાતે જ તેની સારવારમાં રોકાઉં. એ બિચારી હજી શુદ્ધિમાં પણ નથી આવી. કરણ ઢોર જેવો છે. સારી પેઠે ઠોકયો હશે. નહિ તો આટલું પણ ભાન

ન રહે?" સરસ્વતી નમ્રતાથી જોડાઈ. રાત્રિની શાંતિમાં એનો ઝીણો સૂર બંધબેસતો જણાયો.

આ પીઠું બંધ જ થવું જોઈએ. ગરીબોને એ શાપ રૂપ છે. એથી બેરાં છોકરાં ભૂખે મરે છે. કમાનાર પશુ બને છે." કલ્યાણને ગમતો વિષય મળ્યો.

"આપના પ્રયત્નો વિષે અમે થોડું ઘણું સાંભળ્યું છે. બને તેટલી મદદ કરવા અમે પણ તૈયાર છીએ. આપણા દેશમાં આવા કાર્યની અત્યારે ખાસ જરૂર છે. પવન વાતો હોય ત્યારે જ આપણે ધાન્ય ઉપણવું જોઈએ. મને તમારા કાર્યમાં ભાગ લેવાની જરૂર તક આપો. પીઠું બંધ થશે જ. સાથે સાથે મુખીપણું પણ. આ મુખીની આંખો જ મને ગમતી નથી. કેવા ભયંકર ડોળા! પ્રભુ એની શ્રીમંતાઈમાં પૂળો મૂકો. એના કોઠાર ને ગંજીઓમાં આગ લાગે. ગરીબ ને ભૂખ્યાંને આશ્રય ન આપે. એની લક્ષ્મી પણ શા કામની?"

સરસ્વતી શાંતિથી બોલી રહી હતી છતાં એના સ્વરમાં ભાવિના પડછંદ સંભળાયા. એના વદન પર અપ્રતિમ સૌંદર્ય વિલસી રહ્યું.

ચોમેર પુણ્યશાંતિ પથરાઈ રહી હતી. આ ભવિષ્ય ભાખતી દેવીની બેવડી પ્રતિભા કલ્યાણ આશ્ચર્યવિમૂઢ બની જોઈ જ રહ્યો. પવિત્ર સ્વદેશાભિમાનનું તેજ એના વદનમંડળ પર છવાઈ રહ્યું. એનાં નયનમાં કોઈ અનેરી ચમક દૃષ્ટિગોચર થઈ. પદ્મપાંખડી સમા એના કપોલ વધારે ગુલાબી બન્યા.

કલ્યાણ સ્વપ્નસૃષ્ટિમાં વિહરી રહ્યો. સરસ્વતીની સંમતિ સૂચક વાણી એના કામની સાચી કદર કરતી જણાઈ. નિરાશામાં ડૂબતા મનુષ્યને એ અપાર શાંતિ અર્પી રહી. એનામાં નવીન જોમ ઉભરાયું.

૨

હેલ્લતામાં ઊભરાયલો ભાવાતિરેક છુપાવવા સરસ્વતી સહજ પૂર્વાભિમુખ વળી. ક્ષિતિજમાં સુંદર અરૂણોદય જણાયો. "અત્યારે અરૂણોદય ક્યાંથી?" તે મનમાં જ બબડી, "હજી તો રાતના અગિયાર જ વાગ્યા છે."

પરંતુ એના દિલમાં સત્યનો ઓચિંતો અરૂણોદય થયો. "પૂર્વમાં જુઓ. કલ્યાણભાઈ!" તે ચીસ પાડી ઊઠી, "આકાશમાં આટલું બધું તેજ ક્યાંથી? મારી આંખો દગો તો નથી દેતી ને? કે મારાં વચનો આટલાં સત્વર સાચાં પડે છે?"

સુંદર સરસ્વતી ને કલ્યાણ વધતી જતી લાલાશ તરફ વિહ્વલ બની જોઈ રહ્યાં. અગ્નિના તણખા સાથે ધૂમગોટા દ્દષ્ટિગોચર થયા. હવે શંકાને સ્થાન જ રહ્યું નહિ.

કલ્યાણ ભાનભૂલો બની ગયો.

"અરે રે! નંદુ, મકન, કાભાઈ ઈશ્વર, કાલુ ને ઇંદિરજી; તમને આ શું સૂઝ્યું? આવો વિનાશ ક્યાંથી નોંતર્યો! અરે રે! કોઠાર ને ગંજીઓ!!! અગ્નિશિખા એમને ભસ્મીભૂત કરશે. મારા ઉજ્જવલ કાર્યને કલંક લાગશે. અરે રે! નાથુજી! દારૂના નશામાં મારા આખા વર્ષના કાર્ય પર તમે પાણી ફેરવ્યું."

"જુઓ જુઓ. આ પીઠું પણ સળગ્યું." સરસ્વતીની ચકોર દ્દષ્ટિએ પાડોશમાં બીજી આગ પણ પારખી.

"આ બધા માટે હું જ જવાબદાર લેખાઈશ. આપણે મોડા તો પડ્યા છીએ. છતાં હું ત્યાં જઈ મારું કર્તવ્ય બજાવું છું. સ્ટેશન માસ્તર સાહેબ! પેલા ઊંઘતા મુખી સાહેબને જરા ઢંઢોળો. એમના કમનસીબની કહાણી સંભળાવો." ઘવાયલા પશુ

પેઠે કલ્યાણ આગ તરફ દોડ્યો.

"વીસ હજાર ખાંડી ડાંગર! વીસ જબરદસ્ત ગંજીઓ! અર્ધા લાખમાં દેવતા. મુખીનું સત્યાનાશ વળી ગયું. હવે એ ઊંચા આવે એવો સંભવ નથી." સુંદર બબડ્યો.

અર્ધો કલાકમાં તો સ્ટેશને ધમાલ મચી રહી. સ્ટેશન જરા ઉંચાણમાં આવેલું હોવાથી બધા જ ત્યાં ટોળે મળ્યા. ત્યાં સૌ સલામત હતા. ત્યાં ઊભા રહી આગનો પ્રચાર પણ નીરખી શકાય તેમ હતું. ધુમાડાના ગોટા ને અગ્નિની જ્વાળાઓએ આખું આકાશ ભરી દીધું હતું.

આગમાં ભયંકર ગૌરવ હોય છે. મોહક ભયનું એ વિરલ દૃશ્ય છે. શ્રીમંત કે ગરીબ, સંકટગ્રસ્ત કે સલામત સર્વ આક્રંદમાં જોડાય છે. સર્વ મદદની ધમાલમાં પડે છે. છતાં તેમના અંતરમાં કોઈ અગમ્ય ઉલ્લાસ પ્રવર્તે છે. પવનના ઝપાટા પણ મદદના પોકારોના પડછંદ પાડતા અગ્નિશિખાઓને ઉત્તેજે છે.

૩

સુંદર આશ્ચર્યવિમૂઢ બની જોઈ જ રહ્યો. એટલામાં ટેલીફોનની ઘંટડી વાગી. "ખેડાના નવા આસીસ્ટંટ કલેક્ટર ત્યાં આવે છે. એકાદ અજવાળિયું ત્યાં ગાળશે. આંકલાવ સ્ટેશને ચ્હા પીશે. તાકીદે વ્યવસ્થા કરો."

"પણ અકસ્માત! એક કલાક પહેલાં મેં ટેલીફોન કર્યો છે ને?"

"તેમાં શું? તપાસ પછી તમને રૂખસદ આપવામાં આવશે. હમણાં થોડા દિવસ ખેંચી કાઢો. રેલ્વેના નોકરોને બેકાર થવાની નવાઈ શી?"

સુંદરનું હૈયું કંઠે ઉછળી રુંધાયું. ગજબ ઇચ્છાબલથી તેણે સંયમ જાળવ્યો. બીજી બાજુ નજર કરતાં શ્રીમાન મૂળજીભાઈ હજી યે ઘોરતા જણાયા. નાના બાળકની પેઠે એમનાં નસકોરાં ચાલુ જ હતાં. એના ઘરમાં આગ લાગી હતી છતાં એ તો દારૂ ને વનિતાવૃંદનાં જ શમણાં જોઈ રહ્યા હતા.

સુંદરે એમને ઢંઢોળ્યા. રાતા વાવટાથી એમને સાવધ કર્યા.

# ૧૦

## લૂંટ

### ૧

**અગિયાર** અગિયાર વર્ષોથી બાદશાહી ભોગવતા વડવાઓના મકાનમાં શ્રીમાન મૂળજીભાઈનો નિવાસ હતો. પુરાતન કાળમાં તેઓ ખંભાતના હકીમોના લશ્કરીઓ હતા. મુખી કુટુંબે વર્ષો થયાં આબાદી અનુભવી હતી. મોઢે ચઢાવેલા મૂળજીભાઈના હાથમાં લગામ આવી કે લક્ષ્મીને પગ આવવા લાગ્યા: યુવાનીના જાદુમાં ને અર્વાચીન સંસ્કૃતિના આવેશમાં જમાનાની રૂઢીઓ અભરાઈએ ચઢાવવામાં આવી.

તેમની શ્રીમંતાઈની ચાવી અડગ એકાંત સેવવામાં જ હતી. પ્રજાકિય કામકાજ તરફ એ કુટુંબ તદ્દન બેદરકાર રહેતું. મૂળજીભાઈના વડવાઓ પોતાની ખેતીમાં જ ઝાઝું લક્ષ્ય આપતા એટલે પેઢીઉતાર જે સ્વાર્થાંધતા સેવેલી તેનો ભયંકર પ્રત્યાઘાત મૂળજીભાઈના જીવનમાં જણાયો. તેથી એ ચૂંટણીના કાર્યમાં પૂરજોસથી રસ લેવા લાગ્યા. લક્ષ્મી ચંચલ છે. નસીબની બલિહારીના કોઈ ગજબ સંયોગથી તે મુખી કુટુંબમાં આટલા વર્ષ ઠરી ઠામ બેઠી હતી. પરંતુ હવે એને પણ પાંખો આવે તો નવાઇ જેવું નહોતું.

૨

આંકલાવ સ્ટેશન પર થયેલા અકસ્માતના વર્તમાન શ્રીમાન્ મૂળજીભાઈનાં વૃદ્ધ માતા કને વંટોળની ઝડપે જઈ પહોંચ્યા. તે સૂવાની તૈયારી કરતાં હતાં ત્યાં આ વાત મળી.

"રામભાઈ! સ્ટેશન પર દોડો. મૂળજીની ભાળ કાઢો."

રામભાઈ એમના દૂરના સગા હતા.

"ફિકર નહિ, પાલીબા! આ તો કાણાની ગાડી ભારખાના સાથે અથડાઈ પડી છે. એટલે મૂળજી સલામત જ હોવો જોઈએ. એ તો આણંદ ગયો છે એટલે મોટરમાં જ તે હમણાં અહીં આવી પહોંચશે.

"અકસ્માત! રામભાઈ! કેવું ભયંકર દૃશ્ય હશે! આપણાં ગામડાં શું ખોટાં છે તે છોકરો પાકી સડકો ને રેલ્વેના પાટા નાખવા મથી રહ્યો છે? હું તો કેટલીયે ના પાડું છું. જંગલી હાથીઓ પેઠે આપણા આખલા આળસુ પડી રહ્યા છે. મોટર ને રેલ્વે આપણા પરસેવાના પૈસા પાણી કરે છે. રામભાઈ! સ્ટેશન પર જઈ એ છોકરાની ખબર તો કાઢો."

"ગભરાવવાનું કાંઈ જ કારણ નથી. એ બિલકુલ સલામત છે. અર્ધા કલાકમાં જ એ અહીં આવી પહોંચશે."

"રામભાઈ! છોકરાને આટલી રાતે રઝળવાનું તું ના કેમ નથી પાડતો? પારકી પંચાતોમાં એણે તો લાકડાં ઘસી નાખ્યાં. નામ ને નામના માટે લોકોની ચૂંટણીઓમાં આમ આથડવું શું? એનાથી ખેતીવાડીમાં પણ બરાબર ધ્યાન અપાતું નથી.

હવે તો શાક દાળ પણ બજારમાંથી ખરીદી લાવવાના દિવસો આવ્યા છે. શરમ છે શરમ ! સો વાઘાં જમીન પડતર જુએ તો એના બાપની આંખમાં ઝળઝળિયાં આવી જાય. આ વર્ષે તો મૂળજીને પરણાવવો જ જોઈએ. ત્યારે જ એ ઠરી ઠામ બેસશે. ઘરની ઘરેડમાં પડ્યા સિવાય આખલો નથાવાનો જ નથી. ”

“ ખરી વાત છે. બા ! સાચી જ વાત કહો છો. સારી કન્યા શોધી એને જરૂર ઠેકાણે પાડી દો એટલે આપોઆપ ગાડું ચાલે ચઢી જશે. ”

રામભાઈએ લગ્નનો વિચાર તુરત જ વધાવી લીધો. એમને પોતાને જ એક કન્યાકાળમાં આવેલી કન્યા હતી. મૂળજીભાઈ સાથે એનું ચોકઠું બેસી જાય એવું શમણું તે વર્ષોથી સેવી રહ્યા હતા. એ હેતુથી જ વરસ દહાડો થયાં તે મુખીને આશ્રયે આવીને પડ્યા હતા ને ઠરીઠામ થવાની હરેક તક સાચવતા.

“ રામભાઈ ! આપણી ખેતીવાડી મૂળજીના બાપના વખતમાં ફુલી ફાલી રહેતી. રસ્તે જનાર દરેકની આંખો ઠરતી. આજે જે હોય તે તેની બેહાલહવાલ દશા પર આંસુ સારે છે. ખેડૂતો ચઢેલી રોજી માટે બૂમો પાડી રહ્યા છે. પેટપૂરતું ખાવાનું ન મળે તો એ બિચારા તાણતડકામાં મજૂરી કરે પણ શી રીતે ? મૂળજીના બાપા એમને ધરાઈને ખાવાનું આપતા. આપણે કાંઇ પણ ટાણું હોય તો ખેડૂતોને નિમંત્રણ હોય જ. આપણા કોઠારોમાં પણ ત્યારે ભર્યું ભાદર્યું અનાજ રહેતું, દાળચોખાનો તો સુમાર નહોતો. કેળાં તરબૂચ તો ખાતે પણ ખૂટતાં નહિ. નાળિયેરના તો ઢગલા ખડકાતા. હવે ગામમાં પીઠું થયું એટલે બધાંની વિનાશ ઘડી આવી ઊભી. આજે

ગણપતી આગળ મૂકવાનું નાળિયેર પણ વેચાતું લેવા જવું પડે છે."

"એમ જ છે, પાલીબા! આપણા સારામાં સારા ખેડૂતો આજે પીડામાં ભરાઈ પેઠા છે." રામભાઇએ હકારમાં માથું ધુણાવ્યું. તેમને સાઠ વર્ષ થયાં હતાં. હિંદુ ધર્મના પુરાણા રિવાજો એમના દિલમાં ઘર કરી બેઠેલા હતા.

"રામભાઈ! અમે તો કોઈ વર્ષે અનાજની તાણ સાંભળી નથી. બહાર ગમે તેવો દુકાળ હો ને પડતો. મૂળજીને નાનપણમાં જ ખૂબ મોઢે ચઢાવેલો છે એટલે મને તો એ જરા ય બદતો નથી. તમારું કહ્યું માને તો માને. એણે હવે સમજવું જોઇએ. રીતભાત સુધારવા એને શિખામણની બે વાતો કહેજો ને. તે કામ ઉપર ધ્યાન નહિ આપે તો આપણી ખેતીવાડીનું સત્યાનાશ વળી જશે."

"એટલે અત્યારે આટલું મારું માન રાખે છે તે ય ન રાખે. તમારો નાથુ એનો મુનીમ બન્યો છે. અનુભવની અઘરી શાળામાં આથડ્યા સિવાય આ ચીજો એમને એમ આવડી જતી નથી. સારી જોઇને એક કન્યા શોધી કાઢો. એટલે તમારે કે એમને ચિંતાનું જરા ય કારણ રહેશે નહિ. આપણી ખેતીવાડીનું પણ ઠેકાણું પડી જશે. તમે કન્યા પસંદ કરો તે પર જ બધો આધાર."

"કન્યા હું પસંદ કરું? તમે શું કરશો ત્યારે? મૂળજીના લગ્ન વખતે કાશીએ કરવત મુકાવવા જવું છે? કન્યા તારે જ પસંદ કરવી પડશે." પાર્વતીબાઈ ઘડી ભર થંભ્યાં. પછી તેમણે ધીમેથી ઉમેર્યું, "કેટલીક વાર તો મને આપણી લીલી મારા દીકરા માટે સાવ લાયક જણાય છે. માત્ર એ જરા નાની છે.

એટલો જ વાંધો છે."

"નાની ! આપણી લીલી અત્યારે તમને નાની જણાતી હશે પરંતુ વર્ષો જતાં એને વધતાં બિલકુલ વાર નહિ લાગે. એની મા પણ એવી જ રીતે વધી ગઈ હતી. તમને એ વાંધો નહિ હોય. પાલીબા ! પણ કદાચ તમારા દિલમાં અમારી ગરીબાઈ સાલતી હશે ? એ વાત સાવ સાચી છે પણ દીકરી કુંવારી રહી જાણી છે ?" રામભાઈએ સફાઈબંધ પોતાનો દાવ ખેલ્યો. દિલમાં ખૂબ જ ઓછું આવ્યું હોય તેવો દેખાવ કર્યો.

"ના. ના. રામભાઈ ! એમ ઓછું ન આણશો. મારી લીલી જેટલું મને કોઈ જ વહાલું નથી. પરંતુ બાજી તમારા હાથમાં છે. મૂળજીનું મન મનાવો એટલે મારે કાંઈ જ કહેવાનું નથી. તમે જાણો છો ને. આ અધકચરું ભણતર ને નવા સુધારાના જમાનાના રંગે એના ભેજામાં લગ્ન વિષે વિચિત્ર ભૂસું ભર્યું છે. એના દિલની આ ગૂંચ તમારે ઉકેલવાની. ગમે તે ઉપાયે તમારે એનું મન મનાવવાનું. પ્રભુ કૃપાથી એ માની જાય કે બીજે જ મહિને લીલી પુત્રવધૂ તરીકે જ મારે ઉમરે પગ મૂકશે." પાર્વતીબ્હેને ભાવ ભર્યા દિલે પોતાનો નિર્ણય સ્પષ્ટ કર્યો.

"ખરી વાત. પાલીબા ! મૂળજી ડાહ્યો દીકરો છે. એના દિલમાં ગમે તેવા વિચારો ભર્યા હશે પરંતુ આ વાતમાં એ તમારું વચન ઉથાપશે જ નહિ. યુવાની હંમેશાં એવી જ હોય છે. લગ્ન ગ્રંથીજ એને આપણી કુલીનતાનો ખ્યાલ આવશે. હમણાં આમ તેમ ભમી એને અનુભવ લેવા દો. આ રસ્તો જ એને એવો પાઠ પઢાવશે કે જિંદગી ભર તે ભૂલી શકશે નહિ."

"પણ રામભાઈ ! ખરાબ શહેરી જીવનના વમળમાં તે ઊંડો ને ઊંડો ખૂંચતો જશે. આપણા હરિભાઈની પેઠે વાત

હાથથી જાય તો શી દશા થાય? જુવાન માણસને બાંધવું કઈ પણ અશક્ય થઈ જશે ને કહેવાય જ નહિ." એક માતાની ચિંતાથી પાર્વતીએ પોતાની શંકા રજૂ કરી. રામભાઈ મુશ્કેલીનો તોડ કાઢવા જ બેઠા હોય તેમ ગંભીર વદને સાંભળી રહ્યો. સઘળું નિર્વિઘ્ને પાર્તી જવું હશે તો પાર્લીબા આડખીલી નહિ થાય તેની એને ખાત્રી થઈ.

"એવી વાતો શું કામ કરીએ? પાર્લીબ્હેન! ક્યાં આપણા મૂળજી ને ક્યાં પેલો છટકેલ હરિભાઈ! એનું ઘર ક્યાં ને આપણું ઘર ક્યાં? એને માટે કન્યાઓ ક્યાં રસ્તામાં પડી હતી? આંકલાવની ત્રણસો એકર જમીન ક્યાં ઊડી જવાની છે? સાત સાત પેઢી સુધી સાત સાત મૂળજી મોજ માણે ત્હોય આપણી જાગીરને આંચ આવે તેમ નથી. માત્ર એક વાત તમારે એને સંભળાવી દેવી કે મારાં વચનને એ વધારે વજૂદ આપે. મારો સહેજ દાવ રહે એવું કરવું. પછી જાગીરના આ બદમાસોને હું સીધા દોર કરી નાંખીશ."

"મૂળજી તને સત્તા આપે? છટ! મારા ભાઈ તરીકે તને કુલ સત્તા છે જ. તારું કહ્યું ન માને તો એનું નામ દેજે ને. એની ચેવડી દાણાદાણ કરી નાંખીશ."

"એમ હોય તો હવે નાથુજી ને આદિતરામ જેવા ચોરોને હું જ સીધા કરી નાંખીશ. આજ ત્રણ વર્ષથી આપણી આવક ઘટી હોય તો તેના જવાબદાર એ જ હરામખોરો છે. બિચારો મૂળજી! એમની ખુશામતથી ભોળવાઈ જાય છે."

"રામભાઈ! જો હું તને ખરી વાત કહું. આ ચૂંટણીના કામમાં મૂળજીએ નાહક પૈસા બગાડ્યા છે. ત્રણ વર્ષમાં ત્રણ લાખનું પાણી કર્યું. હવે સઘળી લગામ તું તારા હાથમાં

લે. આવતા મહિનામાં જ મારો છોકરો ઠેકાણે પડી જાય એમ હું ઇચ્છું છું. આ શરીર હવે બહુ ટકવાનું નથી. દીકરાને પરણાવી ને જાઉં એટલે નીરાંત."

પાસેના જીર્ણ મંદિરના બુરજ પરથી છેલ્લા વીસ દીવસથી એક ઘૂવડ બોલી રહ્યું હતું. એના બોલે પાર્વતીના દિલમાં ચીરા પડતા. આજે પણ આ જ પળે તે ઘૂવડ બોલ્યું. ને પાર્વતીના મંગલ શબ્દો મોંમાં જ રહી ગયા. એ પુરાતન કુટુંબ ઉપર કોઈ અણધારી આફત આવી પડશે એ વિચારે તે કંપી ઊઠી. ક્ષણ ભર ત્યાં નીરવ શાંતિ પથરાઈ રહી પરંતુ રામભાઈ તો પોતાના ને પોતાની પુત્રીના ભાવિની મનોહર કલ્પનામાં તલ્લીન બની ગયો.

પાર્વતીએ ઓચિંતો શાંતિનો ભંગ કર્યો. "આ ઘૂવડના અપશુકને કાંઈ આફત આવશે જ. રામુ! સ્ટેશન પર દોડ. મારા દીકરાને કાંઈ થયું તો નથી ને? આપણી બાજુ આવા અકસ્માત વળી ક્યારે થાય છે?"

રામભાઈ કાંઇ પણ સાંત્વન શબ્દો બોલે તે પહેલાં તો ચોકમાં કોલાહલ મચી રહ્યોઃ કોઠાર તરફ ખૂબ જ ધમાલ જણાઈ.

૩

"આટલી મોડી રાત્રે પણ આવી ધમાલ મચાવનાર બદમાસો કોણ છે? નાથુજી ક્યાં મર્યો? હજી સુધી પીડામાં! ને આદિતરામ મુકાદમ! આ હરામખોરોનાં હાડકાં જ ખોખરાં થવાં જોઈએ."

રામભાઇનો બુલંદ અવાજ રાત્રિની ભયંકર શાંતિમાં ગાજી રહ્યો. મૂળજીભાઈની જાગીરમાં આજે પ્રાપ્ત થએલી સત્તાનો અમલ કરવાનો પ્રસંગ આટલો જલદી સાંપડયો તેની તેણે

ઉલ્લાસ અનુભવ્યો. શાંત ને ગંભીર કારભારી પેઠે તે પોતાની બેન તરફ વળ્યો. "નાથુજી જેવા સફેદ ઠગને તેમજ આદિતરામ મુકાદમને રૂખસદ આપ્યા સિવાય આપણી જાગીરમાં નીરાંત થવાની નથી. તમે ફિકર ન કરો. પાલીબા! થોડા દિવસમાં જ હું એ બધાંને સીધા દોર કરી નાખીશ."

પરંતુ પાર્વતી તો પોતાની ભય કલ્પનાઓમાં જ દબાઈ ગઈ હતી. પુત્રની સલામતીના વિચારો જ એમના મનને ચગડોળે ચઢાવી રહ્યા હતા. ઘૂવડના અવાજે એ ગમગીન બની ગયાં હતાં. કોકારનો કોલાહલ વધતો જ ગયો. એમના દિલમાં વિચાર આવ્યો. વર્ષો પહેલાં પાડોશના ગામડામાં એના પતિએ ધાડ પાડી હતી. એ પ્રસંગ તેને યાદ આવ્યો દરેક વર્ષે એનો બદલો લેવાશે એવી ધાસ્તી રહેતી.

"રામુ! આજ વીસ વીસ દિવસથી ઘૂવડ નાહક ન બોલે. મને તો આ પાડોશના બદમાસો જ જણાય છે. આજે મારો મૂળજી નથી એમ જાણીને જ તેઓએ ધાડ પાડી હશે. જલદી કર. આપણાં માણસો એકઠાં કર. પચાસ પચાસ વર્ષો સુધી આપણા હાથનો સ્વાદ આ લોકો ભૂલ્યા નથી. એ સ્વાદ ચખાડવા નંદુ, મકન ને કાભાઈ હજી જીવતા છે. એટલો પ્રભુનો પહાડ. સાદડી ઉડાવી લે રામુ! પાછલે બારણેથી બહાર પડી આપણાં માણસોને બોલાવી લાવ. નંદુ, મકન ને કાભાઈ: ઈશ્વિર કાલુ ને ઈંદરજી: એમના નામોચ્ચાર માત્રથી આ લોકો ભાગી જશે. નાથુજી ને આદિતરામ પણ આટલામાં જ હશે.

પાર્વતીબાઈમાં કોઈ અજબ ઉત્સાહ વ્યાપી રહ્યો. બોંતેર વર્ષની પાકી વયે પણ તેઓ યુવતીની ચપળતા દાખવી રહ્યાં. એમના સત્તાધારી સ્વરે રામભાઈના બીકણ દિલમાં હિંમત પૂરી.

એમનું ઊંચું એકવડું શરીર પવિત્ર જીવનના આરોગ્ય ને ઉત્સાહથી ચમકી રહ્યું : લતામંડપની કોઈ સુવર્ણ વેલી સમોવડું.

પરંતુ પાર્વતીની ધાડની શંકા તુરત જ નિર્મૂળ થઈ.

સદ્‌ભાગ્યે નાથુજી ને આદિતરામ કોઠારના દ્વાર આગળ ઊભા રહી મોટેથી સૂચના આપી રહ્યા હતા. એટલે રામભાઈને ધડકતે હૈયે પાછલે બારણેથી ગામમાં જવું પડ્યું નહિ.

"આ રહ્યા બા સાહેબ! અમારા માણસો પણ હાજર છે. પરંતુ બધા રોજી માગી રહ્યા છે. છેલ્લા એકવીસ દીવસથી તેઓ ભૂખમરો વેઠી રહ્યા છે. શેઠ બહારગામ ગયા છે. અમારી રોજી મળી જાય એવું કાંઈક કરો. નહિ તો આ લોકો આજે અમારા હાથમાં રહેશે નહિ."

"રોજી! હરામખોરો! આટલી અર્ધી રાતે રોજી અપાઈ સાંભળી છે? અમને ઊંઘતા જાણી લૂંટફાટ કરવા આવ્યા છો? આજ એવો પાઠ પઢાવીશ કે તમારા જીવન ભર યાદ કરશો. આદિતરામ! બદમાસ! તારું જ આ કારસ્તાન છે. તને હવે પાંશરો જ કરવો પડશે. નાથુજી? તમે ય હમણાં હમણાં બરાબર કામ આપતા નથી. તમારા જેવા કારભારી ને મુનીમને અર્ધી રાતે રોજી માગતાં શરમ નથી આવતી? મારી આખી જિંદગીમાં મેં આવી વાત સાંભળી નથી. મૂળજીભાઈ અહીં હાજર હોત તો તમને જીવતા જ સળગાવી મૂકત. આજે મારે જાતે જ તમને દાખલો બેસાડવો પડશે."

રામભાઈએ એક લાંબો કોરડો હાથમાં લીધો. નગ્ન સૌંદર્ય દાખવતી ગ્રીક પ્રતિમા શો અચલ ઊભેલા આદિતરામને ફટકારવા તે કોપાવેશથી આગળ વધ્યો. રામભાઈએ કોરડો વીંઝ્યો. ભૂતના પડછાયા જેવો કાલુ બાજુએ ઊભો હતો તેણે બરાબર

અણીની પળે તે પકડી લીધો. એક જ આંચકા સાથે તેણે રામભાઈને જમીન પર ચત્તા પાટ પછાડયો. રામભાઈનું મસ્તક પત્થર સાથે અફળાયું. તે મૂર્છિત થઈ ગયો.

પાર્વતીએ રોષ ભરી ગર્જના કરી. કુટુંબની પ્રતિષ્ઠા સાચવવા એણે મોટેથી પડકાર કર્યો પરંતુ વધી પડેલી ધમાલમાં એનો સ્વર પરખાયો જ નહિ. ઘરના નોકર ચાકરો પર તો જાણે વજ્રપાત થયો હોય તેમ સઘળા જમીન સાથે જડાઈ જ ગયા.

કાભાઈએ જુદી જુદી સો એક લૂંટફાટોમાં ભાગ લીધો હતો બાપ પ્રત્યેની વફાદારી બેકદર દીકરા તરફ દાખવવી એને ઉચિત જણાઈ નહિ. ખાસ કરીને ત્રણ મહિના કરતાં પણ વધારે ગાળાનો પગાર ચઢી ગયો હતો. એ તેની મોટી ખૂંચ હતી. એટલે એણે મેઘ ગર્જના શો પડકાર કરી, પોતાના માણસોને આગળ દોર્યા.

“ અલ્યા અમથા ! આજ આપણો વારો છે. સો વર્ષમાં આવી ઘડી કોઈક વખતે જ આવે છે. આ કોઠારો આપણે જ ભર્યા છે. આપણાં બૈરી છોકરાં ભૂખે મરે છે. આપણા શેઠ બહાર ગામ રખડે છે. આપણે જોઈતું અનાજ ઘેર લઈ જઈએ તેમાં કાંઈ જ હરકત નથી. ”

નંદુ ને મકને એની વાત ઉપાડી લીધી. “ ચાલો, જુવાનો ! કાભાઈ ખરું કહે છે. આજે એની વાત માનવી જ પડશે. બોલો, કાભાઈનો જય ! ”

આમ લૂંટ કરવાનો પડકાર થયો. જાણે દેવોની આજ્ઞા થઈ. આગેવાનના વચને મરી પડનાર આ સાદા ગરીબ ખેડૂતોને સારાસારનું ભાન જ નહોતું.

ઇશ્વર કાલુ ને ઈદરજી સાહસિક જુવાનિયા હતા. “ ગંજીને

આગ લગાવો." તેઓ ગાજી ઊઠ્યા, "ગરીબોની હાયને અગ્નિ શિખા મારફતે સ્વર્ગે સંચરવા દો. જમાનાના અન્યાયો ને પાપ કર્મો બળીને ખાખ થશે. આ જાગીર પર વજ્રપાત થશે. આપણાં બૈરી છોકરાં ઘેર ભૂખે મરે છે ત્યારે આપણા શેઠ શહેરમાં જઈ લહેર ઉડાવે છે. સરકારી ખાંધીઆઓને જ્યાફતો આપે છે."

ધાડના સમૂહ ગીતમાં બધા ય સ્વરોનો શંભુમેળો થયો. જમાનાનો રોષ જાણે એ પળે જ ભભૂકી રહ્યો.

ચોમાસાના ભારે વરસાદથી જેમ તલાવ ફાટે તેમ ચોમેરથી નિર્બંધ બની ભૂખમરાથી કાયર થયેલું એ ગામડિયાનું ટોળું લૂંટફાટમાં પ્રવૃત્ત થયું.

પોતાની જ આગેવાનીને લજવે એવા બનાવો બનતા જોઈ નાથુજી નારાજ થયો. મુનીમની તમામ સત્તાનો દોર એકદો કરી તેણે હોંકારો કર્યો. "ભાઈઓ! તમે ગમે તે કરો પણ ઘેલા થઈ ગંજીને આગ ન લગાડશો. બિચારાં ઢોરોએ તમારું શું બગાડ્યું છે? અનાજ લૂંટો. તમારાથી ઊંચકાય એટલું ઘેર લઈ જાઓ. ઘાસના પૂળાને આંગળી અરકાડવામાં પણ પાપ છે." પરંતુ એની સૂચના ઘણી જ મોડી પડી હતી.

ગ્રીષ્મની વિદ્યુલ્લેખા સમોવડી, આકાશ સુધી પહોંચતી, એક પાતળી ચમકતી અગ્નિ શિખા એ જ ગંજીઓના ઉદર પટે વીંટળાતી ઊંચી જતી જણાઈ. થોડી જ વારમાં વંટોળના ઝપાટાની પેઠે અગ્નિની જ્વાળાઓ ચોમેર ફરી વળી.

આ બધો કરુણ દેખાવ રામભાઈને પોતાના ઘરમાં જ પોતાની સગી આંખે જોવો પડ્યો. કાલુએ એને મજબૂત હાથે જમીન સાથે દાબી રાખ્યો હતો. "મોટો વફાદારનો બેટો ન

જોયો હોય તો ? આટલે વર્ષે સફાઈ કરતાં શીખ્યો ?" તે બબડ્યો. રામભાઈ જરા ય ચસકી શક્યો નહિ.

શ્રીમાન મૂળજીભાઈની જાગીર પાંચસો કુટુંબના શ્રમ પર નભતી. બૈરાં છોકરાં વિગેરે મળી બે હજાર મનુષ્યો મૂળજીભાઈની ધૂન પર નિર્વાહ ચલાવતાં. આ શ્યામળી પળે એક બાજુ ગંજીઓના પ્રલયાગ્નિની ભયંકર જ્વાળાઓ ભભૂકતી. બીજી બાજુ નાના મોટા બે હજાર હાથ જે હાથ આવ્યું તે ઉચકી જવાના કામે લાગ્યા હતા. દરેકમાં ભૂખી ભૂતાવળનું રાક્ષસી જોમ આવેલું જણાતું હતું. અર્ધા કલાકમાં જ ગંજીઓ ને કોઠાર અદૃશ્ય થઈ ગયાં; અર્ધાં લૂંટમાં, અર્ધાં આગના ભડકામાં.

નિઃસત્વ ક્રોપાવેશમાં નાથુજી નજર નાખી રહ્યો. એકાએક તેને વિચાર આવ્યો. "કોઈ પીઠા પર જાઓ. આપણા શેઠની આ દશા કરનાર એ કૃત્યાને જલાવી દો." પાંડુ કેટલાક જુવાનિયાને લઈ દોડ્યો. પલક વારમાં જ અગ્નિ દેવને પીઠાનું બલિદાન દેવાયું. એટલામાં થોડે દૂર બીજી જ્યોતિ રેખા જણાઈ. તારક મંડળમાંથી કોઈ આધ્યાત્મિક તેજ ટપકી રહ્યું હોય તેમ એ ચમકી ઊઠી.

કલ્યાણ દોડતો આવ્યો પરંતુ તે મોડો પડ્યો. ઘવાયલા હરણ પેઠે તે દોડ્યો. ગંજીઓ ને અનાજ બચાવવા તે ઘણું યે મથ્યો. નાથુજી એને પગે પડ્યો, "ઓ કલ્યાણ ભાઈ! આ મનુષ્યની કૃતિ નથી. પ્રભુજીની જ એમ ઈચ્છા હશે. અમે તો માત્ર ચઢી ગયેલી રોજીની માગણી કરવા જ આવ્યા હતા. કોણ જાણે કેમ ? હસવાનું ખસવું થઈ ગયું. આંખના પલકારામાં આ હત્યા કાંડ બની ગયો. આ શાથી થયું ? કેમ થયું ? કોણે કર્યું ? મને કશું જ સમજાતું નથી." ક્ષમા યાચના કરતાં તે ગળગળો બની ગયો.

નાનાં ને મોટાં: બે હજારનો માનવ સમૂહ લૂંટતો, દોડતો ને

ધમાલ મચાવતો જોઈ કલ્યાણ તો ઘડી ભર સ્તબ્ધ બની ગયો. ફુંફાડા મારતી જ્વાળાઓમાં થઈ કોઈ લૂંટ ઘેર લઈ જતું. કોઈ એકઠું કરતું તો કોઈ કોલાહલ મચાવતું. કલ્યાણને માટે આ દૃશ્ય કરુણતાની અવધિ હતું. તે મંદ પગલે સ્ટેશન તરફ વળ્યો. નાથુજી પણ તેને અનુસર્યો. કલ્યાણને ભયંકર ભાવિની આગાહી થઈ.

જમાના જૂના ભૂખમરાના અનંત કોપાનલમાં લૂંટફાટ ચાલુ જ રહી. જમાના ભરમાં એકાદ વખત જ આવો પ્રસંગ આવે છે. અજ્ઞાન ને ગરીબાઈમાં ખૂંપેલા આ બિચારા ગરીબ ખેડૂતો આમ તો છેક જ નિર્માલ્ય હોય છે પરંતુ આવી કોઈ ભીષણ પળે તેમની ભયંકરતાની હદ રહેતી નથી.

આદિતરામ ને નાથુજી કોને વફાદાર રહે? એ ટેકરીઓ વચ્ચે તુફાનમાં ફસાયલાં ઘેટાં જેવા તે બંનેય તદ્દન નિર્જીવ બની ગયા હતા.

પણ નંદુ, મકન ને કાભાઈ: ઈશ્વિર, કાલુ ને ઈંદરજીના ઉલ્લાસનો પાર નહોતો. તેમના તરફથી એક પછી એક નવા નવા હુકમો છૂટતા. જ્વાલાઓનાં તાંડવ નૃત્યને તેઓ ઉલ્લાસ ગીતે વધાવતા.

# અરુણોદય

## ૧

એ કરુણ રાત્રિનો અંધકાર ખતમ થયો. પ્રભાતની આછેરી તેજ રેખાઓ ધીમે ધીમે પૂર્વાકાશને રંગી રહી. આંકલાવની મનોરમ ઉષાનાં દર્શન થયાં.

જ્યોતિની સ્વયં નિર્દોષતા ને અલૌકિક ગૌરવ ભર્યો ઉગતો ભાનુ આ પૃથ્વી પરનાં ગઈ રાત્રિનાં કરુણ કૃત્યોની માહિતી વિના ભ્રમણ કરતી વાદળીઓમાં પંથ કાપી રહ્યો. જાણે મશરુની તળાઈઓ ને રેશમી ચાદરો સંકેલી ઉઠતો મહા સમ્રાટ. આંકલાવ પર એની પ્રથમ રશ્મિઓ છવાઈ રહી. મુખીના પુરાતન કુટુંબ પર ગઈ રાતે કેટલી યે આફત વરસી ગઇ છતાં ત્યાં આક્રંદના પડછંદ પણ નહોતા. જમાનાની ગંજીઓ ને કોઠાર સદૈવ સૂર્ય નારાયણનું સ્વાગત કરતા. આજે તે હતા ન હતા થઈ ગયા હતા. મુખીના મન મોજી સરંજામમાં જે શ્રીમંતાઈ ભભક ભરતી તે આજે રાખના ઢગલામાં ફેરવાઈ ગઈ હતી. વિનાશની એ છેલ્લી માત્રાઓને સમીરણ પણ આજે છિન્ન ભિન્ન કરી રહ્યો હતો.

મૂળજીભાઈનું વિહાર ભુવન અગિયાર પેઢીઓની અમીરાઇના ઓપથી આબાદી ને ઉલ્લાસ ભર્યું ભાસતું: કોઇ કરુણ પળે તેના પર વજ્રપાત થયો હોય તેમ તે આજે વિનાશ દર્શન દઈ રહ્યું.

પરંતુ છ મહિના સુધી ભૂખમરો નહિ વેઠવો પડે એ વિચારે દશ માઈલ ફરતાં હજારો ઝૂંપડાંઓમાં ઉલ્લાસ ગીતો ગવાઈ રહ્યાં. છતાં એ દરેકમાં છૂપા ભયનો ભણકાર સ્પષ્ટ સમજાતો. ચોરીના માલનો છૂપો આનંદ ચિંતાની ચિનગારીએ ખરડાયલો જ હતો. કુદરતી રીતે પારકા હાથમાં પડેલાં ફ્લો પોતાની ભૂખ ફીટાવવા ઉપયોગમાં લેવામાં પણ માલિકીની દૃષ્ટિએ તો એ ગુનાહિત કૃત્ય જ હતું. એટલે પ્રાણી સૃષ્ટિનો જે સદ્‌ગુણ લેખાય તે માનવ જીવનમાં વેદના વારાથી પાપ મનાતું આવ્યું છે.

૨

પ્રભાતની પ્રથમ કિરણ વૃષ્ટિથી જ સ્ટેશનનું આંગણું ખીચોખીચ ભરાઈ ગયું. રાત્રિના ઉલ્કાપાત, અકસ્માત ને આગઃ દરેકને મોઢે રમી રહ્યા. બાહ્ય જગત સાથે સ્ટેશનનું આંગણું અંકોડા સમાન હોવાથી દરેકને તે સુરક્ષિત સ્થાન ભાસ્યું. આગલી રાત્રે ઝટકું પણ માર્યા વિના થાકેલી આંખોને સવારનો સમીર તાજગી અર્પી રહ્યો.

થોડી જ વારમાં રેલ્વેનો ગડગડાટ સંભળાયો. નવા એન્જીન સાથે નંબર પાંચ ધીમે ધીમે સ્ટેશન આગળ આવી ઊભી. ખેડાનો ડેપ્યુટી કલેક્ટર નવા કલેક્ટરને આણંદથી જ વધાવી લેવા સામો જઈ રહ્યો હતો. એ ગાળામાં જ એના પગારના વધારાનું નક્કી થવાનું હતું.

એવામાં નંબર નવ પણ આવી પહોંચી. રાજેશ્વરી ને રણજીત એ ગાડીમાં હતાં. આંકલાવ બંને ગાડી એક જ મિનિટ થોભવાની હતી.

પરંતુ અકસ્માત, આગ ને આસીસ્ટંટ કલેક્ટર એ મહત્ત્વની વાતો હતી. વળી કલેક્ટરને સવારની ચ્હા પીવાને પણ પૂરતો

સમય મળવો જોઇએ ને! અમદાવાદમાં રણજીત કુછ બિસાતમાં નહોતો પણ આંકલાવમાં તો એ સર્વોપરિ સ્થાને વિરાજતો. પ્રથમથી જ એણે આંકલાવ સ્ટેશને તાર કરવાનું ડહાપણ વાપર્યું હતું.

૩

" અરે મૂળજીભાઈ! આટલા વહેલા સ્ટેશન પર ક્યાંથી? અકસ્માતના કોલાહલે છેક તમારા કાન સુધી પહોંચી તમારી મીઠી નિદ્રાનો ભંગ કર્યો કે શું ?" અકસ્માતમાં શ્રીમાન્ મૂળજીભાઇએ જે કરુણ ભાગ ભજવ્યો હતો તેનાથી બીન માહિતગાર તેમના મિત્ર ડેપ્યુટી કલેકટરે પ્રશ્ન કર્યો, "આટલા બધા કંટાળેલા કેમ જણાઓ છો? ગઈ રાતે જાણે બિલકુલ ઉંઘ્યા જ ન હો." બિચારા ડેપ્યુટી કલેકટર મહેસુલી હિસાબો ગણવામાં ને તુમારો ઉથલાવવામાં હોંશિયાર હતા પરંતુ શ્રીમાન્ મૂળજીભાઈની નિદ્રા પરની ગજબ સત્તાનો તેમને આછેરો ખ્યાલ પણ નહોતો.

" ના, ના. સાહેબ! કાંઈ નહિ મારી ગેરહાજરીમાં ગઈ રાત્રે તોફાન મચાવી માત્ર મને નુકસાન પહોંચાડવામાં આવ્યું છે. આજ કેટલા ય દિવસોથી મને એની આગાહી થયેલી જ હતી. મેં આપને પેલા કલ્યાણની વાત નહોતી કરી? મને તો બધા ઝગડાનું મૂળ એ જ જણાય છે. મારો ને આપની સરકારનો એ પાકો શત્રુ છે. સાહેબ! આ બિચારા ગરીબ ખેડૂતોને એ કામ ધંધો મૂકી આગમાં પડવાનું શિખવે છે. પુરાણી વ્યવસ્થાને છિન્ન ભિન્ન કરી નાખી સુલેહનો ભંગ કરવા ચાહે છે. મારા ભાગ્ય યોગે જ આપ આ પળે અણધાર્યા અહીં આવી ચઢ્યા

છો. જુઓ સાહેબ! સામે જ મારા ઘાસની ગંજીઓ ગિરિ માલાઓ જેવી પથરાયલી હતી. ગઈ રાતે એ તમામ જલાવી દેવામાં આવી છે. મારા ધાન્યના કોઠારોમાં પણ આગ મૂકવામાં આવી છે. વીસ હજાર ખાંડી અનાજ લૂંટાઈ ગયું છેઃ બાકીનું બળીને ખાખ થયું છે. મારા ગત જીવન ને આ જીવનનાં પાપોની શિક્ષા બદલ મારે એ સઘળાનું બલિદાન દેવું પડયું હોત તો મને જરા ય વસમું ન લાગત પરંતુ જમાનાઓથી મારું લુણ ખાનાર મારા જ માણસો આ લૂંટ ચલાવે એ મારાથી બિલકુલ ખમાતું નથી. આપની મદદથી હું તેમને ઝૂંપડે ઝૂંપડે ફરી લૂંટાયલો માલ પાછો મેળવવા ચાહું છું. મીઠાનો કોરડો ફેરવી એમનાં પેટમાં ગયેલો માલ પણ પાછો ઓકાવવો જ જોઈએ."

શ્રીમાન્ મૂળજીભાઈને પોતાનો ઉકળાટ ઠાલવવાની પૂરતી તક આપવામાં આવી કારણ કે ડેપ્યુટી કલેકટર તો ત્યાં ઉલટેલા માનવ સમૂહ તરફ જ નજર નાંખી રહ્યા હતા.

"આટલું બધું ટોળું અહીંઆ કેમ જમા થયું છે? ધાંધલ મચાવવું છે કે શું? પિનલ કોડનો એ ભયંકર ગુનો છે. આ જુલમ કોણે વર્તાવ્યો એ જ મને સમજાતું નથી. આ ગંભીર ગુનો પ્રેરનાર કલ્યાણ છે? મૂળજીભાઈ! આપને ખાત્રી છે? અહિંસા ને સંસ્કૃતિનાં આટલાં બધાં બણગાં ફૂંકયાં પછી એ આવું કામ કરે એ સંભવે ખરૂં? એણે કદાચ કેટલીક અચોક્કસ સમાજવાદી વાતો કરી હશે. પરંતુ મનુષ્ય ને ઢોરને અત્યંત જરુરી ધાન્યના કોઠારો ને ઘાસની ગંજીઓ એ મોખરે થઈ લૂંટાવે ને જલાવે, એવું બને જ નહિ. એ રાજ્યદ્રોહની વાતો કરે છે એમાં તો શંકા છે જ નહિ. એનાં વચને વચને તણખા ઝરે છે. એનું આત્મ બળ પણ અગાધ છે."

"અરે સાહેબ ! આ કલ્યાણ આમ તો શાંત દેખાય છે." મૂળજીભાઈ વચમાં જ ઉતાવળે બોલી ઊઠયા, "પણ એનો આખો દેહ અંગાર ભર્યો છે. સહજ સ્પર્શ થતાં ભડકો થવાને વાર લાગે તેમ નથી."

"મને તો આ અશકય જ લાગે છે. મૂળજીભાઈ ! આવી લૂંટફાટ ને આગ લગાડવામાં એનો હાથ હોય જ નહિ. આજ નોકરી કરતાં મને વીસ વર્ષ થયાં પણ આવો ભયંકર ગુનો મેં કદી દીઠો નથી. વીસ હજાર ખાંડી અનાજ લૂંટાયું; સળગાવી મૂકવામાં આવ્યું ને તે પણ એક જ રાતમાં. સગી આંખે જોવા છતાં માની ન શકાય તેવી આ બીના છે."

"પણ મને તો ખાત્રી જ છે કે આમાં કલ્યાણનો જ હાથ છે. ગઈ રાતે દારૂના પીઠા આગળ જઈ જમાનાનું પાપ ધોઈ નાખવા ને વર્ષોનું ઋણ ચૂકવવા તે મારાં માણસોને ઉશ્કેરતો હતો."

"ગમે તેમ. તમને ખાત્રી જ હોય તો નવા કલેકટર સાહેબ આ ગાડીમાં જ આવી પહોંચ્યા છે એવી હમણાં જ મને ખબર મળી છે. તે કઠાણા તરફ જવા માગે છે. તમારા બગીચામાં કલાક રોકાઈ જવા આપણે એમને વિનવીએ. એમને જાતે જ આ હત્યા કાંડ જોવા દો. જાતે જોવાનો ઘણો ફેર પડે છે. કલ્યાણ સાથે પ્રસંગ પાડતાં પહેલાં આમ કરવાથી મારા હાથ વધારે મજબૂત બનશે."

"જુઓ, મૂળજીભાઈ!" ક્ષણ ભર થંભી ડેપ્યુટી કલેકટર સાહેબે ગંભીર સ્વરે કહેવા માંડયું, "કલ્યાણભાઈ સાથે કામ પાડવું રમત વાત નથી. સંભાળજો, હો! એની બહુ જ લાગવગ છે હોં! મદ્રાસ, દિલ્હી ને ખુદ લંડનમાં પણ એને મિત્રો છે.

મહાત્માજીનો તો એ જમણો હાથ છે. ચાલો. નવા કલેક્ટર સાહેબને આમંત્રણ આપી તેમની નાડ તો પારખીએ."

"ભલે, ચાલો ત્યારે. આજે તો હું એવડો નસીબદાર લેખાઉં. કલેક્ટર સાહેબ મારે ત્યાં એક કલાક તો શું પણ એક વર્ષ રોકાય તો પણ મને હરકત નથી. મારા બગીચામાં એમના સ્વાગત માટે પૂરતાં સાધનો છે."

"ઠીક ત્યારે! મૂળજીભાઈ! તમારી ગાડી તૈયાર રાખો."

"તૈયાર જ છે. સાહેબ! આપ ફરમાવો એટલી જ વાર."

ઝાંપાથી થોડે જ દૂર, ટેકરી પર આવેલી વૃક્ષઘટા નીચે, મૂળજીભાઈની ગાડી નવ પ્રભાતનાં મૃદુ કિરણોમાં મુખીનો વૈભવ દાખવી રહી હતી. જાણે એમનો વાર્તાલાપ સાંભળ્યો ન હોય તેમ એક બાળકે એકાએક બે ચાર વાર તેનું ભૂંગળું દબાવ્યું.

પહોળા પાયજામામાં ડેપ્યુટી કલેક્ટરની ચાલ જરા વિચિત્ર લાગતી. પોતાના વડાને ખુશ કરવા તે આજે અર્ધ અંગ્રેજી લેબાસમાં હાજર થયા હતા. સરકસના હાથીની પેઠે તે ત્વરાથી ચાલતા ચાલતા રણજીત ને રાજેશ્વરી આગળ આવી પહોંચ્યા ને પ્રોગ્રામમાં સહજ ફેરફાર કર્યો છે એવું સવિનય નિવેદન કર્યું.

"કઠાણા બંદર પર આપ સાહેબ માટે પુરતી તૈયારીઓ હજી થઈ શકી નથી એટલે આપ સાહેબ કલાક અહીં જ રોકાઈ નાસ્તો લેશો તો ઠીક પડશે. આ મીસ્ટર મૂળજીભાઈ અત્રેની તાલુકા બોર્ડના પ્રમુખ છે, જીલ્લા બોર્ડના સભ્ય છે ને આ તાલુકાના આગેવાન જમીનદાર છે. એ હજાર એકર જમીનના માલિક હોઈ તે આ તાલુકામાં સહુથી વધારે મહેસુલ ભરે છે. કદાચ આખા જીલ્લામાં એ પહેલે નંબરે હશે. પાસે જ

એમનો સુંદર બગીચો છે. રાતની ધમાલ પછી આપ બંને જણ ત્યાં ઘડીક આરામ કરો એવું તે ઇચ્છે છે. પછી સંધ્યા કાળે આપણે બધા ય શ્રીમાન્ મૂળજીભાઈની મોટરમાં કઠાણા જઈશું."

"જેવી આપની ઈચ્છા. ડેપ્યુટી સાહેબ!" જરા ગંભીર સ્વરે રણજીતે ઉત્તર દીધો. એક સુંદર બગાસું ખાતાં ખાતાં તે અર્ધા શબ્દો ગળી ગયો. આથી રાજેશ્વરી જરા ચમકી પણ ખરી.

ડેપ્યુટી કલેક્ટર પૂજ્ય ભાવે બાજુમાં ઊભેલા સુંદર તરફ વળ્યા.

"જુઓ, સ્ટેશન માસ્તર! ટ્રેઈનને જવા દો. અમે મોટરમાં જ કઠાણા જઈશું."

રણજીત ને રાજેશ્વરી ખુશીથી ટ્રેઈનમાંથી નીચે ઉતર્યાં ને દરવાજા તરફ આગળ વધ્યાં. આગળ પટાવાળાઓએ ખોટી ધમાલ મચાવી મૂકી. આટલી વહેલી સવારે પણ નવા કલેક્ટરને વધાવી લેવા જ લોકોનાં ટોળાં ભેગાં થયાં છે એમ તેમણે માની લીધું. ડેપ્યુટી કલેક્ટરમાં બહારથી દમ નહોતો પણ ખરી રીતે તે સમર્થ જણાતો. તે માત્ર બોલી જ જાણતો નહિ પણ કામ કરી છૂટતો.

૪

"તમે ક્યાંથી? કલ્યાણ! તમારા વતનમાં પગ મૂકીએ તે પહેલાં તમારાં દર્શન થાય એ કેવાં વિરલ સદ્ભાગ્ય! અમે ગાડીમાં પણ તમારી જ વાતો કરતાં હતાં. અમારા વિચારો જ તમને સ્ટેશને ઘસડી લાવ્યા, નહિ?" સૌ થોડાં પગલાં આગળ વધ્યાં ત્યાં રાજેશ્વરીએ કલ્યાણને વધાવી લીધો. રાજેશ્વરીની બાજ જેવી નજર ટોળાંમાં પણ કલ્યાણને

શોધી કાઢયા વિના રહી નહિ. કલ્યાણની હાજરી કોઈ પણ સ્થળે છાની રહેતી નહિ.

" તું ક્યાંથી? રાજેશ્વરી! આંખે જોયેલું પણ માની શકાતું નથી." ટોળામાંથી અધો બહાર આવતાં કલ્યાણ આશ્ચર્યથી બોલી ઊઠયો."

કલ્યાણના વદન પર ઉછળતા આનંદનું શાંતિ ભર્યું સ્મિત ફરકી રહ્યું. ઉગતા પ્રભાતની શાંત મોહકતાની તે સ્પર્ધા કરવા લાગ્યું. વિચિત્ર ભાવનાઓ ભરી રાજેશ્વરી જમીન સાથે જડાઈ જ ગઈ. વર્ષા ઋતુમાં ગિરિપોથ્યાં ઝરણાં વમળથી ફીણ ઉત્પન્ન કરતાં, રમતાં ભમતાં, માર્ગમાં ખડકો ને વૃક્ષોને ઉખાડી નાખતાં, સરિતા કંદરોને પૂરી દે છે તેમ કલ્યાણના હૈયામાં પુરાતન પ્રેમ ઉભરાઈ રહ્યો.

" કલ્યાણ! તમે? આમ અણધાર્યા મળવાથી કેટલો હર્ષ થાય છે." સહૃદયતાથી રણજીત પણ બોલી ઊઠયો. પેલા વિધિ દીધા દિવસે તેઓ એક જ સ્થળે રાજેશ્વરીને મળ્યા તે પહેલાં ઑક્સફર્ડમાં સાથે વીતાવેલા ઘણા દિવસોનાં સુંદર સ્મરણો બંનેનાં હૈયામાં તાજાં થયાં. રણજીતને કલ્યાણ સાથે હસ્તધૂનન કરતો જોઈ લોકો અજબ થયા ને મૂળજીભાઈના તો મોતીયા જ મરી ગયા. તેઓએ એક બીજાને લગભગ આલિંગન પણ દીધું. કલ્યાણની દૃષ્ટિમાં શાશ્વત શાંતિની એવી તો ઝળક હતી કે રણજીતના સ્થૂલ માનસમાં પણ તેની માયાની અસર થયા વિના રહી નહિ.

સહૃદયતામાં દેવોનો સજીવ સ્પર્શ છે. એમાંથી જ આધ્યાત્મિક જીવનના પ્રથમ તણખા ઝરે છે. જીવનને યથાસ્થિત રજૂ કરતો તે એક અરીસો છે: સર્વ યોગનું મૂળ છે: સર્વજ્ઞ

પ્રભુ સાથે એ દ્વારા જ અંતિમ સબંધ સધાય છે.

સુંદર માટે પણ આ ઘડી વિષમ હતી. રણજીતના વદનમાં દૂર દૂરની પિછાનની આછેરી છાંટ હતી. તે પોતાની કુટિર તરફ દોડ્યો. "શશિ! તારો ભાઈ આવ્યો જણાય છે. નવા કલેક્ટર હમણાં જ આવ્યા. વર્ષો પહેલાં મેં એમને એક જ વાર જોયેલા. બહાર ચાલ. જો."

સરસ્વતી ધડકતે હૈયે બહાર આવી. પાંચ વર્ષોથી તેણે ભાઈને દીઠો નહોતો. ત્રણ વર્ષથી તો એના બિલકુલ સમાચાર પણ મળ્યા નહોતા. પરીઓની રાણીના કસ્સાથી તે સ્ટેશન તરફ ગઈ. બધાંની નજર તેના ઉપર પડી. રણજીતે તેને એકદમ ઓળખી લીધી. એક ક્ષણ ભર ખોટા ગુમાનની છાયા તેના વદન પર આવી ને ઉડી ગઈ. સરસ્વતીના પૂર્ણ વિકસિત સૌંદર્યની છટા ને કૌમાર ઝરતા નમણા દૃષ્ટિ પાતે પિછાનનો માર્ગ મોકળો કર્યો. કલેક્ટરના ગુમાન પર ભાઈના સ્નેહ ભાવે એકદમ વિજય મેળવ્યો. બંધુ ભાવ ભર્યાં નયને તેણે એનું ભાવ ભીનું સ્વાગત કર્યું.

"શશિ! આટલાં વર્ષો તને વિસરી ગયો તે માટે મને ક્ષમા કર. આજે હું મારી જાતને એ માટે ગુનેગાર લેખું છું. આટલાં વર્ષોમાં મેં તને એક પત્ર સરખો પણ લખ્યો નથી તે માટે હું દિલગીર છું."

"રણજીત ભાઈ! તમારે તે વળી મને લખવાનું હોય? શાહી કાગળ બગાડ્યા વિના પણ બંધુ પ્રેમ તો એવો ને એવો જ રહી શકે છે. હું તમને યાદ રહી છું એટલું જ મારે માટે બસ છે. તમારા સ્મરણ વિહોણો એક પણ દિવસ પસાર થયો નથી. સદ્‌ગત માતા પિતા તમારા આ દિવસો જોવા રહ્યાં નથી છતાં એ પણ તેમને રોજ યાદ કરતાં આજે મને પણ એ વાત યાદ આવે છે."

"એ માતા પિતા આજે નથી. એ ખરેખર! મારું કમનસીબ છે પણ તું અહીં ગાડી પર આવી છે? શશિ!"

"હું તો રોજ ગાડી પર આવું છું."

"એટલે મને સમજ ન પડી."

"આંકલાવના સ્ટેશન માસ્તર મારા પતિ છે."

સરસ્વતીએ ન તો શરમથી ચક્ષુઓ ઢાળી દીધાં કે ન એની ભ્રમરો ભીડાઈ. એના સ્વરમાં સચોટ તેજસ્વિતાનો ચમકારો જણાયો.

રણજીત એક ક્ષણ ભર ગૂંચવાયો: ચાલાકીથી હૃદય વ્યથા છૂપાવી તેણે ઝટપટ ઉમેર્યું, "શશિ! બેન! હવે તારી એવી હીન દશા નહિ જ રહે. તારા માટે હું ગૌરવ ધરાવું છું. જીવન પંકમાં તું કમલ સમોવડી ખીલી રહી છે: મારું નાનકડું કુટુંબ સરોવર તને જોઈ રોજ રાચે છે. મૌક્તિક બિંદુડાંશી ઓપતી તને જોવા એક જ દિવસ બા પાછી આવે તો? તારા જેવી બેન મેળવી હું ભાગ્યશાળી થયો છું: સરસ્વતી!"

રણજીત ને સરસ્વતી સાથે સાથે જ આગળ વધ્યાં. કલ્યાણ ને રાજેશ્વરી પોતપોતાના વિચારોમાં જ તલ્લીન બની તેમની પાછળ ચાલ્યાં. બાદશાહી માતંગની પેઠે તેમની વાટ જોઈ રહેલી મૂળજીભાઈની મોટર પાસે આવી પહોંચ્યાં.

ઑબર્ન સીડાનના બાદશાહી મુખ ભાગ આગળ પૂનાજી પણ ઊભેલો જ હતો. એણે ચારે ય જણને સફાઈ ભરી વિનમ્રતાથી વંદન કર્યું. રાજેશ્વરી આશ્ચર્ય ચકિત બની. કિશોરી પણ તેમની પાછળ જ આવી હતી. એ જોઈ સરસ્વતી પણ આશ્ચર્ય પામી. ગઈ રાતે કરણની પત્નીની સાથે સેવા કરતાં કેવો મૈત્રી

સંબંધ સર્જ્યો!!!—

"અરે! પૂનાજી! તું પણ આંકલાવ ઉતરી પડ્યો? કહાણા ન ગયો?" રાજેશ્વરીએ પૂછ્યું.

"રાજેશ્વરી બેન! કલ્યાણભાઈ અહીં છે. વળી મારું જીવન હવે આપની પડખે છે. રાષ્ટ્રિય ધ્યેયથી હવે હું આપનો નમ્ર સેવક બન્યો છું. તમે મને હાંકી કાઢશો કે તુચ્છકારશો છતાં ય હું તો તમારે ચરણે જ મરવાનું પસંદ કરીશ. એથી જ મને મૂક્તિ મળશે."

આમ પૂનાજી છઠ્ઠો ને કિશોરી સાતમીઃ એ મંડળીમાં જોડાયાં. ચાલીસ માઈલની ઝડપે સાતે જણ મૂખીના મહાલય તરફ સંચર્યાં. રસ્તો નવો જ બનાવેલો હતો એટલે એ નાનકડા પ્રવાસમાં પણ મોજ આવી. તાલુકાના રસ્તા સુધારવા એક લાખ રૂપિયા જેવી નાદર રકમ હાથમાં હોય ને મૂળજીભાઈ આટલું ન કરે તો તાલુકા બૉર્ડના પ્રમુખ થયા શા કામના?

ડેપ્યુટી કલેકટર ને શ્રીમાન મૂળજીભાઈ માનવંતા મહેમાનો પાસે આવ્યા ને તેમની વાતોમાં પગલે પગલે હાજીઓ ભણવા લાગ્યા. કલ્યાણના તકદીરે લીધેલા પલટા ઉપર ને સરસ્વતીના સૌંદર્ય પર તેઓ આશ્ચર્ય મુગ્ધ બન્યા હતા. મહેમાનોને મૂકી ગાડી બીજો ફેરો કરે ત્યાં સુધી તેઓને રોકાવું પડ્યું એટલે રણજીત ને સરસ્વતીની આશ્ચર્ય ઘટનાનો ભેદ ઉકેલવા તેમને ઘણો સમય મળ્યો.

સરસ્વતીનો પરિણીત પતિ સુંદર એ ભેદી વાર્તાનો ભરમ ઉકેલવા તેમની કુમકે આવ્યો. અશ્રદ્ધાળુ પ્રેક્ષકો આગળ નવા કલેકટર પોતાના સાળા છે એવો તેણે દાવો કર્યો. કલ્યાણે તો બને તેટલી સાચવીને વાત વણી કે કદાચ તેઓ લંડન વિદ્યાલયમાં સાથે હશે એમ અનુમાન કર્યું.

પરંતુ નવા કલેકટર સાથે કલ્યાણની ધરવટથી વેર ને વિનાશની મુખીની કુમળી આશાઓ પર પાણી ફરી વળ્યું. ડેપ્યુટી કલેકટરે એમને બને તેટલા સત્વેજ રાખ્યા કર્યા. શાંતિ ને વ્યવસ્થા સાચવવાનું કામ પ્રથમ એમનું પોતાનું હતું. ઇંડિયન પિનલ કોડને બ્રિટિશ સ્પર્શ થયો ત્યારથી કાયદો વ્યક્તિથી પર હતો એટલે કલ્યાણનું કશું જ ચાલશે નહિ એવું એમણે આશ્વાસન આપ્યું. કાયદો પોતાનો સીધો માર્ગ લેશે જ. બે હજાર એકર જમીન ધરાવનાર તાલુકાના મોટા ગીરાસદાર ને સરકારને સૌથી વધારે મહેસૂલ આપનાર મૂખી માટે શું અસંભવિત હતું?

વળી ડેપ્યુટી કલેકટરની પોતાની એકની એક પુત્રીનું લગ્ન પછીના પખવાડિયામાં જ નિર્ધારેલું હતું ને એ ભારે આર્થિક ને સામાજિક પ્રસંગની સફળતા માટે શ્રીમાન મૂળજીભાઈના સહકારની તો ખાસ જરૂર હતીઃ બલ્કે એમનો સહકાર અમુલ્ય થઈ પડવા પાકો સંભવ હતો.

જીવનમાં આવા પરસ્પર સહકાર સંબંધોમાં અંતરના અનેક છૂપા આહ્લાદો ટેકરીઓની ઊંચી હાર માલામાં કોઈ ઊંચા ઊંચા પોલાણમાં છૂપાયલા મધપૂડા પેઠે ક્યાં નથી લપાઈ રહેતા?

પોતાના અનેક વડવાઓએ કાદવ કીચડ ખૂંદી ખૂંદી, ખેતરોમાંથી કીડીના ઉદ્યોગથી દાણો દાણો સંગ્રહી ખડકેલી સંપત્તિ આજના શ્રીમંતોની પેઠે શ્રીમાન મૂળજીભાઈ પણ આસાનીથી ન્યોચ્છાવર કરતા.

દેવોએ પણ દીઠી નથી એવી કોઈ અજબ ભેદી રીતથી ઝાકળમાંથી પણ સુગન્ધિત પુષ્પો મધ બનાવે છે. અનંત પરિશ્રમથી

મધુમક્ષિકાઓ માઇલોના માઇલો ખૂંદી વળી, એ મધુનું બિંદુ બિંદુ એકઠું કરે છે ને સૂર્ય દેવને ગજબ ભક્તિ ભાવથી અર્પણ કરે છે. મંદ મંદ સમીર લહરીઓ એને મૃદુલ કરે અભિનંદન આપે છે. કિલ્લોલતા ઝરા આશીર્વચન ઉચ્ચારે છે. તારક ગણો એને ચૂમી રહે છે. ત્યાં અરે રે! મનુષ્ય પદસંચાર થાય છે. મધપૂડો ઝડપાઇ જાય છે. પરંતુ તેથી નિરાકાર દૈવી શક્તિને શું? સ્વર્ગીય સંપત્તિને શું? અલૌકિક માયાને શું?

•

# ૧૨

## કઠાણા બંદર

૧

કઠાણા બંદર: અરબ્બી સમુદ્રના ખંભાત નજીકના કિનારાનું એ મુખ્ય મથકઃ આજે તો જમાનાના ઘસારાથી એ જર્જરિત વૃદ્ધા સમોવડું બની ગયું છેઃ એના મુખારવિંદ પર કરચલીઓ વળી છે. પરંતુ એક વાર સૃષ્ટિ સૌંદર્યનું એ મહા કેન્દ્ર હશેઃ પંખીગણ સમોવડો એના આંગોપાંગોનો ઘાટીલો દેદાર હજી યે એ પ્રાચીન ભવ્યતાનો ખ્યાલ આપે છે.

સાબરમતી ને મહીસાગરના મુખોની વચ્ચે અત્યુત્તમ કલાથી કઠાણા બંદર સુંદર રીતે ગોઠવાયું છે. દરિયાની ધાર ને તરંગમાલાના ફીણ સમૂહથી શરૂ થતા ને ઊંચે ઊંચે ખડકાતા રેતીના થરો પર તે બંધાયું છે. ખજૂરીનાં ઉપવનો, આંબાવાડિયાનાં જૂથો ને કેળનાં ઝૂંડો એના વૈભવની પ્રતીતિ કરાવે છેઃ મધ્યાહ્ન સૂર્ય કિરણો જ્યારે સાગર સીકરોમાં રમી રહે છે ત્યારે એ ચોમેર ફરતી ગંભીર લીલોતરી મનુષ્ય હૈયાં ઠારે છે.

કઠાણાનો પ્રાચીન ઇતિહાસ હજારો વર્ષ જૂનો છેઃ ગૂર્જર નરેશોનો મધ્યાહ્ન તપતો ત્યારે ખંભાત અગત્યનું મથક હતું.

પ્રાચીન ખંભાવતી નગરીનો દશ દશ માઈલ ફરતો વિસ્તાર હતો: આકાશી ઉડ્ડયન પહેલાં પાંખો પ્રસારી મહા ગરૂડ થંભે એમ એ સાગર તટે ઊભું હતું.

એની આબોહવા માટે પણ કહાણા ખાસ મશહૂર છે: દક્ષિણના પર્વતોમાંથી છૂટતા ને સાગરનાં મોજાં ભેદી આવતા વાયુઓ આરોગ્ય પોષક છે.

છેક દરિયા કિનારે એક પ્રાચીન કિલ્લો છે: એના બૂરજો સાથે હજી યે તરંગ માલા ખેલે છે. એનો દેખાવ પુરાણા કિલ્લા જેવો છે. અત્યારે તો એને સમરાવી મુસાફરી બંગલા તરીકે ઉપયોગમાં લેવામાં આવે છે. ઓછા પરાક્રમી પણ સારા પગારદાર મહેસૂલી અમલદારોની ફોજને તે આશ્રય આપે છે. નવા આસીસ્ટંટ કલેકટર રણજીત માટે ખાસ વટ હૂકમોથી એક અડવાડિયાની સામગ્રી ભરી ત્યાં હરેક પ્રકારની વ્યવસ્થા કરવામાં આવી હતી.

૨

ત્યાં ઉતારો કર્યા પછી પાંચમો દિવસ ઉગ્યો. આસીસ્ટંટ કલેકટર તરીકે હોદ્દો સંભાળી લેવા માત્ર બે જ દિવસો બાકી હતા. પરંતુ રણજીતનું માનસ વ્યાકુલ બન્યું હતું. રાજેશ્વરીએ પોતાની ધૂનને જ વળગી રહેવાનો નિર્ધાર કર્યો હતો. એ અગ્નિ પંથે ન પરવરવા રણજીતે અનેક આજીજીઓ કરી પરંતુ તે સઘળી નિષ્ફળ નીવડી હતી. રાષ્ટ્ર હિતની વાતો એવી સચોટ દલીલોથી તે કરતી ને એવું તો ગજબ ધૈર્ય ને સહૃદયતા દાખવતી કે 'મા' નો અવાજ એના હૈયાની ભીતરમાં સોંસરો ઉતરી જતો.

પરંતુ એ માર્ગે બલિદાન દેવાનું હતું: આત્મભોગનાં ત્યાં

ઓજસ હતાં. બે એક વર્ષ અમલદારી ભોગવી જે મીઠાશ રણજીતે માણી હતીઃ એ લોલુપતા દુઃખદ થઈ પડી હતી. ભવિષ્યમાં ગવર્નર થવાનો પ્રસંગ આવે એવી ઊજ્જ્વલ કારકિર્દી જાણી બૂજીને પોતાના અંતરના અવાજને માન આપવા વીરતાથી એ કેમ ત્યાગી શકે ? એ ગૂંચવણમાં પણ રાજેશ્વરીનો સ્નેહ તો દ્વિગુણિત થઈ રહ્યો હતો. પાંચ દિવસના ટૂંકા ગાળામાં સરસ્વતી ને રાજેશ્વરી વચ્ચે સ્નેહની ગજબ મડા ગાંઠ વળી હતી ને 'મા'ની મુક્તિ માટે તો બન્ને હૈયાં કોઈ ઔર આવેગથી થનગની રહ્યાં હતાં.

બપોરના બે વાગ્યાથી સાગર સમી રણલહેરો તે દિવસે શરૂ થઈ ચૂકી હતી. ભરતી પણ ધીમે ધીમે ઊંચે ચઢતી હતી. મધ્યાહ્નની સાગર તંદ્રાનો અંત આવ્યો હતો. સમુદ્રની સામે જ એ પુરાતન કિલ્લો પ્રાચીન મહત્તા દાખવતું ગૌરવાન્વિત ઉન્નત મસ્તક લઈ ઊભો હતો. અસ્થિર સાગર જલમાંથી સ્ફુરતું કોઈ અજબ સંગીત ઝીલવા જાણે મીટ માંડી રહ્યો ન હોય ! અપૂર્ણ ઈતિહાસના અંકોડા પૂરવાની કોઈ વિરલ ઘડી સાંપડે તેની વિચાર પૂર્વક જાણે વાટ જોઈ રહ્યો ન હોય !

કિનારા પર કરચલાઓ ત્વરાથી આઘા પાછા થતા હતા. તરંગ માલા જરા પણ શ્રમિત થયા સિવાય પોતાનું અનંત કાર્ય પ્રમાણ સાચવી રહી હતી. ભક્તિ ભાવથી તટ પર જામેલી રેતી ધોતીઃ ત્યાંના પત્થરોને આરસની કાંતિ અર્પતી ને કરચલાનો વાસ પૂરી હવાના પરપોટા ઉડાવતી.

દક્ષિણે મહીસાગર વિસ્તરી રહી હતી. એક માઈલનો રેતાળ પટ એને વીંટી વળ્યો હતોઃ વર્ષાની ઝડીમાં એ બંને કાંઠે ભરપૂર હતી. પરંતુ અત્યારે તો ખારું સમુદ્ર જલ સાગરમાંથી સર્પ સમોવડું ધરણી પટે વાદળી કમાન ફરકાવતું.

પવન પુષ્કળ હતો. ચાલુ સપાટા આવતા. પુરાણા કિલ્લાનાં જર્જરિત બારી બારણાં કટાઈ ગયેલાં મિજાગરાંથી ચોકઠાં સાથે અથડાતાં: સાગર ને સમીરના સ્વાતંત્ર્યની જાણે વાટ જોતાં. જોસબંધ સપાટાથી બારીના કાચ સમસમી ઊઠતા: જીવન મરણ વચ્ચેની ધ્રુજારી અનુભવતા. કિલ્લાનો વિશાળ ખુલ્લો ચોક એ દિવાલોની બરાબર મધ્યમાં હતો ને આ ત્રણસો વર્ષ જૂના ને અહીં તહીં સીમેંટના પટાથી વીંટાયલા પુરાણા મકાનને રાજસી ઠાઠ અર્પતો.

કિલ્લામાં નીચી છત વાળી ઘણી ઓરડીઓ છે. ઘણે સ્થળે તો એની છત મૃદુ સ્પર્શથી માનવ મસ્તકોને પંપાળે છે. માત્ર એકજ આકર્ષક બુરજ આકાશ સાથે વાતો કરે છે. ચોમેરનું સૃષ્ટિ સૌંદર્ય નીરખવા ઘણી વાર સાહસિક યુવાનો તેના પર ચઢી જાય છે ને ચીરા પડી ગયેલા ઘૂમટો નીચે થઈ ઉપરની છેક ખુલ્લી અગાશીમાં પહોંચે છે. છૂપી ચિકિત્સા માટે એ સ્થાન અજોડ છે: ગંભીર ને સોહામણું લાગે છે: સાગર ને સરિતાનું નગ્ન સ્નેહ સૌંદર્ય ઝડપી લે છે.

૩

સાંજના પાંચ વાગ્યા. સૂર્ય અસ્તાચલે નમી રહ્યો. એની પછીતે છૂપાઈ જવામાં હવે તેને ઝાઝો વિલંબ નહોતો. રણજીત ને સરસ્વતી ખુલ્લી અગાશીમાં ઊભાં હતાં. કલ્યાણ ને રાજેશ્વરી નીચે મેદાનમાં હતાં. પૃથ્વી ને સિંધુના અનંત સીમા કલહ દાખવતી રેતીમાં તેઓ નીરાંતે ઊભાં હતાં ને સાગર તરંગો તેમના પાદ પખાળી રહ્યા.

"રાજેશ્વરી!" સાગર સંગીતનો ભંગ કરતો કલ્યાણનો ગંભીર સ્વર સંભળાયો, "આપણી યોજનાઓમાં પણ પ્રભુનો

હાથ છે એમાં કાંઈ જ શંકા નથી. આજનાં દેખીતાં દુઃખે. પછીતે જ કાલનાં અગાધ સુખો છૂપાયલાં હોય છે. મારા જીવનમાં ઘણી ય કરુણ ઘડીઓ આવી છે. ઘણી યે વાર મેં માન્યું છે કે બાજી મારા હાથમાંથી સરી ગઈ. મારું નામ, મારું કામ, મારું સ્વાતંત્ર્ય તમામ જાણે હણાઈ ગયું છે, મારા વિનાશ ચોક્કસ ભારયો છે. એવી જ એક પળે મને ચમત્કારિક રીતે તારું દર્શન થયું હતું ને હું બચી ગયો હતો. રણજીતે મારો દેહ બચાવ્યો ને તેં મારો—"

"લૂંટનો આરોપ આપના પર મૂકાય એવી ધાસ્તી હતી. હજી પણ રણજીત રાજીનામું આપે તો ગમે તે બને. કાંઈ જ કહેવાય નહિ."

"રણજીત રાજીનામું આપે? રાજી! શું સાચું કહે છે?"

"હા. મેં તેને એમ કરવા કહ્યું છે. એ માને પણ ખરો. આપણે હાથ ધરેલા ને કરવા ધારેલા ઉન્નત કાર્યમાં એ સાથ આપે પણ ખરો. કલ્યાણ! તમે લંડન છોડી ગયા ત્યાર પછી જ હું તમારું મૂલ્ય પિછાની શકી છું. કેવા ગંભીર! કેવા વિચારશીલ! કેવા સ્નેહી! મારી સ્મરણ કલ્પનામાં હું સદૈવ તમારી છબી નિહાળતી. સિવિલ સર્વીસને તમારા જવાથી જે ખોટ ગઈ તેનો હિંદને સાચો ને ભારે લાભ થયો. મારી ઘવાયલી ગરીબ માતૃભૂમિને તમારા જેવાનો અવતાર એક અનોખો આશીર્વાદ છે."

"આ દેશમાં મારા જેવા કાર્યકર્તાઓ અનેક પડયા છે. માતાની હાકલ થતાં જ સ્વરાજ્ય સંગ્રામમાં જીવન ને સ્વાતંત્ર્ય ન્યોછાવર કરનાર અગણ્યા સ્વયંસેવકોની ગણત્રી પણ થઈ શકે તેમ

નથી. વાતાવરણમાંથી જ મેં તો પ્રેરણા પીધી છે. એ પ્રેરણા ઝીલી હું કામ કરે જાઉં છું. એથી વધારે મેં કશું જ નથી કર્યું! પરંતુ આપણા દેશના જ્વલંત ઇતિહાસમાં તારું કાર્ય અજોડ રહેવા સરજાયું છે. તારા જેવી વૈભવમાં ઉછરેલી મહિલાઓએ માતાના આદેશને માથે ચઢાવ્યો છે ને એનો અમલ કરતાં સર્વસ્વ સમર્પણ કર્યું છે એ ઓછું નથી. આવી નિસ્વાર્થ ભાવના સાચે જ વિરલ છે."

"કલ્યાણ! તમારી આગળ અમારું કાર્ય શી વિસાતમાં છે? શહેરે પાડેલા ચીલામાં જ અમે તો માત્ર અનુસરીએ છીએ. જનતાના પોકાર પડછંદે રાચીએ છીએ. વર્તમાનપત્રોમાં મોટાં મોટાં મથાળાં છાપી અમને છાપરે ચઢાવવામાં આવે છે. અમારું હૈયું કૃતજ્ઞતાથી ઉભરાઈ જાય છે. તમારું કાર્ય તો એક સંતનું કાર્ય છે. ઉચ્ચ, અલૌકિક, જાહેર પ્રશંસાની પરવા વગરનું ને નિસ્વાર્થ સેવાનું જ મૂલ્યાંકન કરતું. તમને બદલાની પરવા નથી. હિંદુ જીવનના પાયાથી તમે શરૂઆત કરી છે. ગ્રામ સેવા હાથ ધરી છે તમે જમાનાનો કચરો સાફ કરવા માંડ્યો છે. તમે ઊંડી ઊંડી ડૂબકીઓ મારી તમારો જાન જોખમમાં મૂકો છો. જ્યારે અમે આગલી હરોળમાં મોજથી ટહેલીએ છીએ. શહેરી કચરો ને ફીણ જે ઉપર તરી આવે છે તે ઉલેચીએ છીએ. હું તો તમારી ગુલામ બની રહેવાને પણ લાયક નથી. તમારી સેવાસંગાથી બનવા આતુર છું. મારું બાકીનું જીવન તમારી સાથે તમારે ચરણે વ્યતીત કરું એ જ મારી હૃદયેચ્છા છે."

આવી પ્રશંસાથી કલ્યાણનું હૈયું ભરાઈ આવ્યું. એનાં વચનોની સહૃદયતાથી તે હચમચી ગયું. "રાજેશ્વરી! મારે આજે જ બધું કહી દેવું જોઈએ. ફરી કદાચ એવી તક ન પણ મળે.

મારા હૃદયના ઊંડાણમાંથી મને પ્રેરણા મળે છે. મુંબઈમાં તેં દાખવેલી હિંમત ને આત્મભોગનાં વખાણ મેં વર્તમાન પત્રોમાં વાચ્યાં છે. આટલી જલદી તું મારી પડખે આવી ઊભી રહેશે એવો સ્વપ્ને પણ મને ખ્યાલ નહોતો. હું કેટલો ગારવાન્વિત બન્યો છું. એ તું કહી શકે છે? તને એ નહિ સમજાય. વિધાતાએ મને એવો જ ઘડયો છે. અત્યારે હું જે કાર્ય કરી રહ્યો છું તે પણ તારી જ પ્રેરણાનું પરિણામ છે.”

“મારી પ્રેરણા!”

“હા! રાજી! તારી જ પ્રેરણા! પવિત્ર જાહેર કાર્ય કરવાની ધગશ બધામાં સ્ફુરતી નથી. કોઈ દૈવી યોજનાથી આત્મા હાલી ન ઊઠે તો એમ બનવું અસંભવિત છે. રાજી! તને મારી ભાવનાશીલતાના એ દિવસો યાદ છે?”

ગભડતું, ઓટ પામતું, આગળ ધપતું સાગરતરંગ, કંપતું કંપતું પંથ કાપી રહ્યું. સિંધુની મધ્યમાંથી છેક કિનારે આવી ફીણે વીંટાયલા ચરણો ચૂમી ગયું.

રાજેશ્વરીના ગાલ પર જરાક લાલી આવી ને ઊડી ગઈ.

“જ્યારે હું તારા પ્રેમમાં પડયો હતો, રાજેશ્વરી! જ્યારે મારા દેહનો અણુંયે અણું કોઈ અલૌકિક સંગીત ગાઈ રહ્યું હતું, મારો દેહ જીવનના સર્જનાત્મક આનંદમાં મોજ માણી રહ્યો હતો ને એથી તારા દિલમાં ઊર્મી નથી જાગતી એમ જ્યારે મેં જાણ્યું. ત્યારે મને કેટલું લાગી આવ્યું હતું? મારા સદ્ગુણો માટે તું મારી દયા ખાતી. પણ સદ્ગુણો એક મહિલા હૃદયને ચરણે નમાવવા સમર્થ નથી. તેં જ એવો કાંઈક ઈશારો કર્યો હતો. હજી પણ એ શબ્દો મારા કર્ણપટમાં ગુંજી રહ્યા છે. એથી જ મારું ભવિષ્ય ઘડાયું છે.

સુંદર ભાષણોથી રણજીતે તને એવી તો આકર્ષી લીધી હતી કે હું ગાંડો થઈ જઈશ એમ મને લાગેલું. હું ઘેલો થયેલો પણ ખરો."

રાજેશ્વરી એ વાર્તામાં એવી તો તલ્લીન બની ગઈ હતી કે એક મોટું મોજું આવ્યું ને બન્નેને ખારા સમુદ્ર જળથી ખૂબ જ ભીંજવી ગયું તેની પણ તેણે દરકાર કરી નહિ.

"પરંતુ મારા વડવાઓનું લોહી મારી શિરા શિરાએ વહેતું હતું. વળી તેં મને સ્નેહના દૈવી પંથ પ્રતિ પ્રેર્યો ને સૂર્યોદય સમયે જેમ ઝાકળ અદૃશ્ય બને છે તેમ મારી પ્રણય નિરાશાના વિચારો એક જાદુ ભરી રાત્રિએ મારી માતૃભૂમિની ભક્તિ ભાવનામાં પલટાઈ ગયા. એકદમ મેં હિંદ પહોંચવા નિર્ણય કર્યો. વચમાં એક અઠવાડિયું નાતાલ રોકાવા નિર્ધાર હતો. તારા વિના આઈ. સી. એસ. ની પદવી પણ મને આ સૃષ્ટિમાં તુચ્છ ભાસી. લજ્જાસ્પદ સ્મરણ પેઠે મેં તેને ફેંકી દીધી. રણજીત ને મેં આઈ. સી. એસ. માટે સાથે પ્રયત્ન પણ કર્યો હોત. અમે તો ધારાશાસ્ત્રીઓ પણ થયા હતા. પરંતુ તારી સ્નેહ જ્યોતે આકર્ષાઈ તારો અમારી સ્નેહ સંપાદન કરવા અમે બન્ને યે નસીબ અજમાવવા ધાર્યું. રાજેશ્વરી! આજે ફરીથી મને જીવન મધુરું ભાસે છે. દેશની વ્યાકુલતાનાં મીઠાં સ્વપ્નોમાં મને મોજ આવે છે. દિનપ્રતિદિન મેં ઉલ્લાસથી કાર્ય કર્યા કર્યું છે. તારાં મીઠાં સ્મરણો ને કૃતજ્ઞતાની ભાવનાએ મને પોષ્યો છે. તારક ખીલ્યા આકાશમાં, હંમેશના તાજા ને સમીરણ પાડ્યા રેતીના ઢગોમાં, તારાં મધુર સ્મરણોએ મને હરેક રાત્રિએ તંદ્રાવસ્થામાં પોરાઢી દીધો છે."

આ વિચારોથી કલ્યાણમાં ઊંડી ભાવનાઓ ઉભરાઈ. શ્રમિત થઈ એ ભીની રેતીમાં લગભગ બેસી પડ્યો.

"ખરી વાત છે. કલ્યાણ! ઘણી યે વાર આપણે પ્રથમ બેપરવા હોઇએ છીએ તેવી વસ્તુઓનું પાછળથી જતન કરીએ છીએ. તમારા આ વિચારો જ મને અરબ્બી સમુદ્ર ઓળંગી આ ખંભાતના અખાતમાં આકર્ષી લાવ્યા હશે. તમારા જ આકર્ષણે હું તમારા વતનમાં ઘસડાઈ આવી હોઈશ. રણજીત મારા દિલમાં જડાઈ ગયો છે. છતાં મને તમારું પણ આકર્ષણ થયેલું જ. એક રીતે હું એની સાથે.–"

"રણજીત હજી માત્ર તારા દિલમાં જ જડાયલો છે?"

હજી એ પરણી નથી એવું એના જ મુખથી સાંભળવાથી કલ્યાણને ઓર નીરાંત વળી. એનો આત્મા સ્વાતંત્ર્ય સાગરમાં સ્નાન કરી રહ્યો. રાજેશ્વરી એની થશે એવી કલ્યાણે આશા રાખી એમ નહિ પણ રાજી હજી પણ પંખી જેવી સ્વતંત્ર હતી હજી પણ એ પોતાનું મનમાનતું ગીત ગાવા ને ફાવે ત્યાં ઉડવા છૂટી હતી, એટલો વિચાર જ તેને ઓછો આહ્લાદક નહોતો.

"મારી માતૃભૂમિની સેવા, કલ્યાણ! દેશ ભક્તિથી મારી રગેરગ પૂરાઈ ગઈ છે. રાત્રિ દિવસ એ જ વિચારોમાં મારું હૈયું હિલોળે ચઢ્યું છે. સરિતાના મુખમાં સમુદ્ર જેમ અખંડ આવ જા કરી રહે છે તેમ. મારા દેશની ગુલામી તોડવા મારે પ્રથમ મથવું જ જોઈએ. એ માટે મારું પોતાનું સ્વાતંત્ર્ય અબાધિત રહેવું જોઇએ. આજે એ અણીની પળ આવી ઊભી છે. આજે જ આખેરી ફેંસલો થઈ જ જવો જોઈએ નહિ તો પછી એ કદી નહિ બને."

"મારા વિચારો પણ એવા જ છે. રાજેશ્વરી! તારા નામની પવિત્ર યાદમાં મેં મારું જીવન સર્વસ્વ માતૃભૂમિને ચરણે ધર્યું છે

આ વિશાળ સાગરની સમક્ષ, અસ્તાચલે નમતા સૂર્યની સાક્ષીએ આજે હું મારા એ સોગંદ ફરીથી ઉચ્ચારું છું."

કલ્યાણ ઘડી ભર મૌન રહ્યો. જાણે પ્રાર્થનામાં લીન બન્યો. પ્રભુ સાથે તન્મય થયો. અસ્તાચલે નમતા સૂર્યની શોભા નિહાળવા જાણે એણે પશ્ચિમમાં પગલાં માંડ્યાં. કિલ્લાની ખુલ્લી અગાશીમાં રણજીત ને સરસ્વતીને એણે ઊભેલાં દીઠાં.

"રાજેશ્વરી! આમ જો. રણજીત ને સરસ્વતી પેલા ઊંચા બૂરજ પર ઊભાં છે કેવાં બ્હેનિયાં જણાય છે.!!! સરસ્વતી તારક સૌંદર્યથી કેવી ઓપી રહી છે.

"કહો કે ચંદ્ર કાંતિથી. સરસ્વતી ચંદ્ર પેઠે જ મૃદુલ કાંતિએ પ્રકાશે છે. રણજીત જાણે એ ચંદ્રનું કલંક."

"હા, રાજી! એ ભાઈ બેન કેવા જુદા સ્વભાવનાં છે?"

"હા. એ કેવાં જુદાં પડે છે? વસ્તુ સ્થિતિ અવલોકવાની ઘણી જ વિનમ્ર રીત."

રાજેશ્વરીનાં નયનો વિચિત્ર જ્યોતે ચમકી રહ્યાં.

"પરંતુ સરસ્વતી ઘણી રીતે અજબ છે હો. કલ્યાણ! એનામાં સ્ત્રીત્વ સંપૂર્ણ કક્ષાએ પહોંચ્યું છે. ક્રિડાંગણે ખેલતા પારેવા જેવી એ નમ્ર ને મધુર છે પણ એના વિચાર ને આચારમાં તે ચોક્કસ તે સમર્થ છે. એના કંઠમાં કોઈ અજબ જાદુ ભરેલો છે એનાં નયનોમાં દૈવી ગંભીરતા પ્રવર્તે છે. એના હસ્તકમલમાં ઘવાયલાંને રૂઝ આણવાની શક્તિ છે એના શ્વાસોચ્છ્વાસમાં તાલબદ્ધ સંગીત સ્રવે છે. સત્ય, પવિત્ર ને ભક્ત જીવનના સંપૂર્ણ વર્તુલનું એ પરિણામ છે. અનંત સ્ત્રીત્વનો એ અવતાર છે. માત્ર એક જ દૃષ્ટિથી હાથ ધરેલાં કાર્યો મહાન

બની જાય છે. એની આંખના અણસારે મારામાં દૈવી બળની પ્રેરણા થઈ છે."

કોઈ જ્વલંત ઘડીએ દેહનાં આકર્ષણ બંધાય તે કરતાં ય ઉચ્ચત્તર ને મહત્તર મૈત્રી ભાવનામાં કલ્યાણ ને રાજેશ્વરી રાચી રહ્યાં હતાં. દૈવી ઐક્યનાં આધ્યાત્મિક બંધને તેઓ બંધાઈ ચૂક્યાં હોય તેવો અનુભવ લઈ રહ્યાં હતાં. કોઈ પુરાતન સંન્યસ્ત દશાને જાણે બન્ને વર્યાં ન હોય! જાણે હાથ મિલાવી બંનેએ ક્ષુદ્ર માનવ જાતિના ઉદ્ધારનું બીડું ઝડપ્યું ન હોય!

"કલ્યાણ! તેં એની નજર વાંચી છે? એના નયનમાં ઊંડો વિષાદ તરવરે છે. આવિર્ભાવના ઓળા ઓળંગવા અશ્રુ બિંદુઓ ઉભરાય છે પરંતુ મૌક્તિક બિંદુ સમોવડાં કપોલ કમલ પત્ર પરથી સરી પડતાં થંભી જાય છે.

"વર્ષોના એકાન્તે, રાજેશ્વરી! અને પ્રતિભા ને દષ્ટિની ભેદી શક્તિ અર્પી છે અને આ પારલૌકિક ગંભીરતા એનું જ પરિણામ છે."

"પરંતુ હું માનું છું, કલ્યાણ! કે એમાં ઐહિક દર્દની પણ છાંટ છે જ: એમાંથી જ એના આત્માનું આ આધ્યાત્મિક પુષ્પ ખીલી ઊઠયું છે."

"હા, ખરી વાત છે. જાતિ અનુભવથી તેં ઠીક પારખ્યું."

"એના મુખારવિંદમાં, કલ્યાણ, કૌમારની તાઝગી ભરેલી જ્યોતિ રેખાઓ છે. એ સમજવી ઘણી જ મુશ્કેલ છે. વિચિત્ર પણ છે પરંતુ આ પવિત્ર વાર્તાલાપથી એને દેવતાઈ જાદુ થયો છે ને મહા શક્તિનો એનામાં સંચાર થયો છે."

"ખરી વાત! રાજેશ્વરી! તું સાચું પારખી શકી છે. ખૂબ જ ભેદી ને સુંદર સ્ત્રીની શક્તિનાં ગજબ મૂળ તત્ત્વો તેં ઠીક શોધી કાઢ્યાં. એ એક વિરલ ને સાધુ આત્મા છે. અન્યને પોતાને પંથે વાળતાં એને વાણી વિલાસની જરૂર પડતી નથી. એમની એક નજરે જ માટીના માનવી પરાક્રમી વીરલા બની જાય છે રાજેશ્વરી! તું ને સરસ્વતી એ જ જણ રાષ્ટ્ર કાર્યમાં લાગી જાઓ તો આપણી સ્વાતંત્ર્ય કૂચ અટકાવવાની કોની તાકાત છે?

"બરાબર! પણ જરાક ફેર છે. એ નામાવલિમાં તમારું નામ ઉમેરવાની પણ જરૂર લાગે છે."

રાજેશ્વરી એનું એક મોહક હાસ્ય હસી. કલ્યાણનું હૈયું ભાવનાના રસ હિંડોળે ઝૂલી રહ્યું.

૪

માપ સરનાં ગંભીર પગલાં ભરતો પૂનાજી કલ્યાણ ને રાજેશ્વરી સમીપ આવ્યો. કોઈ બાલકને પાંચ જ ક્ષણ રમવાની છૂટી આપી હોય તેના જેવા ગંભીર વદને જાણે કણે કણ ગણતો ન હોય તેમ એ રેતી ખસેડી રહ્યો. કલ્યાણ સાથેનો સંબંધ પૂરવાર થયા પછી પૂનાજી હવે તેમનો વિશ્વાસુ સેવક બની રહ્યો હતો. એને માટેની બધી યે શંકાઓ નષ્ટ થઈ હતી.

પૂનાજીએ ખિસ્સામાંથી એક ટેલીગ્રામ બહાર કાઢ્યો. "કલેક્ટર સાહેબ ક્યાં છે? બાઈ સાહેબ!" તેણે પૂછ્યું, "એમનો તાર આવ્યો છે."

"પૂનાજી! કલેક્ટર સાહેબ તો ખરતા તારા પેઠે

આકાશમાં અલોપ થઈ ગયા છે. તાર મને આપ ને ઊંચે જો" રાજેશ્વરીએ મજાક માંડી.

પરબીડિયું ઉઘાડી તેણે તાર વાંચ્યો. જાણે પોતાના જ હૈયાનું ને સૃષ્ટિના સમસ્ત સંસાર જીવનનું પ્રતિબિંબ ન પાડતું હોય એવું મોજાનું વધતું જતું તોફાન કલ્યાણ ઘડી ભર જોઈ રહ્યો.

તારમાં લખાણ હતું:

રણજીતકુમાર આઈ. સી. એસ.

કઠાણા બંદર

તમારી સુરત આસીસ્ટંટ કલેક્ટર તરીકે બદલી કરવામાં આવે છે: એકદમ હાજર થાઓ."

રાજેશ્વરી બાલકની પેઠે આનંદથી કૂદી રહી.

મેં ક્યારનું યે આ ભવિષ્ય ભાખ્યું હતું: કલ્યાણ ! મેં રણજીતને ક્યારનું યે આમ કહ્યું હતું. આ પળે એણે માતૃભૂમિ માટે રણે ચઢવું જોઇએ ત્યારે પાળેલા પ્રાણી પેઠે ડાંગના જંગલમાં પગલીઓ પાડવા સેટલમેન્ટ ઑફિસર તરીકે જવાનું એ પસંદ નહિ જ કરે. મિત્ર તરીકે રણજીત બહુ જ પોચો છે. વિચિત્ર હસે છે. ગજબ સરખામણી કરે છે. અલક મલકની વાતો લાવે છે. પરંતુ એની ક્ષત્રીવટ જોઇએ તો શત્રુ તરીકે બ્રિટિશ રાજને પણ તે પાણી પીવરાવે એવો છે."

"આ તાર માનવો જ મુશ્કેલ છે" કલ્યાણ બેધ્યાન સ્વરે બોલી ઊઠ્યો, "કાંઈ પણ કારણ વિના રણજીતને આસીસ્ટંટ કલેક્ટરની પદવીએ ઉતારી પાડવામાં આવે ને તે પણ આમ

વજ્રપાત કરીને? અશક્ય. મને તો લાગે છે કે દરરોજ સાંજે આપણો વાર્તાલાપ મુંબઈ સરકારને મળી જતો હશે જ."

જમણા અંગુઠે જમીન ખોતરતો પૂનાજી અધીરાઈ ભર્યો ત્યાં ઊભો રહ્યો હતો સ્વામીની આજ્ઞા માટે તલસતો હાથ મસળી રહ્યો હતો. રણજીત માટે એણે ફરીથી વિનમ્ર સ્વરે પૂછવા સાહસ કર્યું, "કલેકટર સાહેબ ક્યાં છે!–બાઈ સાહેબ!"

"પૂનાજી! ઊંચે જો ને. પેલી ખુલ્લી અગાશી પર એ રહ્યા. આ તાર એમની પાસે લઈ જા. હવે એ કલેકટર સાહેબ રહ્યા નથી. ભલે તું રોજ એમ કહ્યા કરે."

રાજેશ્વરી ઉલ્લાસથી હસી. કલ્યાણે પણ આછેરું સ્મિત કર્યું, તુરત જ ગંભીર વદને કલ્યાણ બોલી ઊઠ્યો,

"રાજેશ્વરી!" પૂનાજી ગયો એટલે કલ્યાણે પૂછ્યું "આ પૂનાજી આપણો વિશ્વાસુ સેવક છે એની તો તને ખાત્રી છે ને? મને તો એ મુંબઈ સરકારનો જાસૂસ જ લાગે છે."

"કલ્યાણ! તમે તો તમારી માની સગાઈ શોધી કાઢી ને એની વાતો સાચી નીવડી છતાં ય હવે આમ કહેશો?"

"ગમે તેમ. મને એની રીત ભાત પસંદ નથી. એનાં નયનમાં લુચ્ચાઈ તરવરે છે. જરા વધારે સંભાળથી ને ચોકસાઈથી આપણે એના પર નજર રાખવી પડશે."

"એની નજર ખરાબ હતી પણ એ ઝપાટાબંધ સુધરતો જણાય છે. સરસ્વતી સામે એ આશ્ચર્યચકિત નયને જોઈ રહે છે. એના જાદુથી ધીમો પણ સચોટ પલટો અનુભવે છે."

"ગમે તેમ, પણ એનાથી સાવધ રહેવું તો પડશે જ."

"સારો બંધુભાવ!"

૫

પૂનાજીએ ઝડપથી રેતાળ અંતર કાપી નાંખ્યું. પુરાણા કિલ્લા તરફનો અર્ધો પંથ વટાવ્યો. એના ખિસ્સામાં છૂપી ભાષામાં બીજો તાર પણ હતો જ. એનો તાત્કાલિક નાશ કરવાની જરૂર હતી. એને સળગાવી મૂકે તે પહેલાં તેના પર એક છેલ્લી નજર નાખી લેવા તે ઉત્સુક હતો. એમાં એને માટે ભારે ખુશ ખબર હતી. એણે સાચવીને તાર બહાર કાઢ્યો અને વાંચ્યો.

"ઉત્તમ કામ માટે પચાસ રૂપિયા પ્રમોશન. હિલચાલ પર નજર રાખો. સંપૂર્ણ હેવાલ પાઠવો. શ્રીમાન મૂળજીભાઈ હિલચાલમાં ભળનાર હોય, રણજીતકુમારને બદલી પસંદ ન પડે ને રાજીનામુ આપવાનો વિચાર કરે તો એકદમ તારથી ખબર આપો."

છૂપી ભાષામાં એ લખાણ હતું છતાં એને પાસે રાખવાનું પૂનાજીને સલામત લાગ્યું નહિ. કિલ્લા નજીક વાસી પાણીનો એક કૂવો હતો. એમાંનું પાણી વપરાશમાં લેવાતું લાગ્યું નહિ. તારના ટુકડે ટુકડા કરી પૂનાજીએ કૂવામાં ઉરાડ્યા.

તેણે ઊંચે જોયું: જાણે રણજીત કુમાર ને સરસ્વતીએ એને તેમ કરતાં જોઈ લીધો.

એનાં કપોલ પ્રદેશે પ્રસ્વેદબિંદુઓ બાઝયાં: એની ભ્રમર પર ટીપાં જમા થયાં. પૂનાજી સાંકડાં પગથિયાં ઝડપથી ચઢી ગયો. તાર પહોંચાડવાની તેને ઉતાવળ હતી. ખારા સમુદ્ર નજીક આવેલા મીઠા પાણીના કૂવાના વિચિત્ર વિચારો એને એ પગથિયાં ચઢતાં સતાવ્યા વિના રહ્યા નહિ.

સાગર સમીપ આવો કૂવો ક્યાંથી? આવું તાજું મીઠું પાણી શી રીતે આવ્યું? ખરાબ માણસો વીંટી વળે છતાંય સારા માણસોનાં સારા નરસાં કાર્યો જેમ સાથે સાથે નજરે ચઢે છે એવી તો કાંઈ કુદરતની કરામત નહિ હોય?

સેંકડો સરિતાઓ પોતાનું મીઠું જળ હરહંમેશ ઠાલવે છે છતાં સમુદ્ર કેમ આટલો બધો ખારો છે? રાત્રિ દિવસ પળે પળ તાજું પાણી ઉમેરાય છે છતાંય એની ખારાશ કેમ નથી ફીટતી? એને એ વાત લાગુ નથી પડતી?

પરંતુ કિશોરી તીણા સ્વરે પૂનાની આ વિચાર તંદ્રા ઊડી ગઇ. એક ઊંચા ઘૂમટની બીજી બાજુએથી બહાર આવી તેણે ઠપકો દેવા માંડ્યો. "પૂનાજી! પેલા મીઠા કૂવામાં તેં શું નાંખ્યું! તારો કોઇ ખાનગી કાગળ. નહિ? આખા ય પુરાણા કિલ્લામાં આ એકલો જ મીઠા પાણીનો કૂવો છે તેની ગતાગમ નથી? એ કૂવામાં તેં શું નાંખ્યું? મને નહિ કહે?"

આંકલાવના સ્ટેશનના પ્લેટફોર્મ પર બંને મળ્યાં ત્યારથી પૂનાજી ને કિશોરી એક બીજા પ્રત્યે કોઇ અદૃશ્ય ભાવનાથી આકર્ષાયાં હતાં: એમની પરસ્પર સ્નેહ ભાવના વિકાસ પામી હતી.

પૂનાજીનો રણજીત કુમાર પ્રત્યેનો ભક્તિ ભાવ દિન પ્રતિદિન વધતો જતો હતો. ત્યારે કિશોરી અનાથ કન્યા સરસ્વતીમાં એના શરીર ને મનનું વિરામ સ્થાન જડ્યું હતું.

"મેં શું નાંખ્યું? કૂવામાં! કાંઇજ નહિ. મધુરી કિશોરી! મીઠા પાણીને બગાડે એવું કશું જ મેં તેમાં નાંખ્યું નથી. મારા પર રોષે ન ભરાય તો કહું. કોઇ છૂપી પળે તારા હાથથી પીસાઇ જતો બચાવવા મેં ફેંક્યો છે તેમાં એક પ્રણય પત્ર. મેં તેને કૂવામાં નાંખ્યો તેથી કૂવાના પાણીની મીઠાશ ઓર વધશે.

પછી એ પાણી તું પીજેઃ સ્નેહ ભર્યા એ કાવ્યામૃતનું પાન કરી તારા આત્માની તૃષા છિપાવજે."

પૂનાજીએ હિંમતથી કલ્પના દોડાવી છતાં કિશોરી પ્રત્યે તેણે જે સ્નેહ ભાવ દાખવ્યો એમાં તો એની સહૃદયતા જ વસી હતી. કિશોરી પંખી સૌન્દર્ય ધરાવતી કોઈ અલૌકિક શક્તિ હતી. એ સૌન્દર્યનો જ જાદુ હતો. એના કમળ નયનના એકલવાયા દૃષ્ટિ પાતે, એનાં છૂપાં આંસુનાં ઝાકળ બિંદુડે, એની સ્નેહ ગાથા અલૌકિક બની જતી.

કિશોરીએ પોતાનાં અણીદાર નયનો ઢાળી દીધાં. ભય ભાગતી પ્રશ્નાવલિ શરૂ કરી. "તારા હાથમાંનો તાર કલેક્ટર સાહેબ માટે હશે?"

"હા. કલેક્ટર સાહેબનો તાર છે. કિશોરિ! ખિસકોલીની ઝડપથી ઉપર ચઢી જઈ હું તે આપી આવું. તું જરા અહીં જ ઊભી રહે."

રણજીત આ બદલીના સમાચાર કેવી રીતે વધાવશે તેની કલ્યાણ ને રાજેશ્વરી કલ્પના કરી રહ્યાં હતાં. એને હલકી પાયરીએ ઉતારી પાડવાની એ પેરવી છે એટલું ય તે સમજશે કે નહિ એમ વિમાસતાં.

"એટલે કલ્યાણ! તમે એમ કહેવા માગો છો કે એ આપણને છોડી દેશે ને ડાંગના જંગલમાં સેટલમેન્ટ ઑફિસર તરીકે નોકરીએ ચઢી જશે! પોતાનું દેશાભિમાન પ્રગટાવવા ત્યાં એવો કપરો વનવાસ વેઠી તપશ્ચર્યા આદરશે? રણજીત માટે હું એમ માની શકતી નથી. તમારા જેવા મનુષ્યો જે માટીમાંથી નિપજ્યા છે એ માટીનો તે બનેલો નથી એ હું જાણું છું પરંતુ અમદાવાદના સ્ટેશને ત્રીજા વર્ગની ટિકિટ લાવવાનો પ્રસંગ હજી હું ભૂલી નથી. એ પ્રસંગે તો એનું કાળજું કોરી

ખાધું છે. આવી નજીવી બીનાઓ ઘણી વાર મહાન માનસને હચમચાવી નાંખે છે. વળી સરસ્વતી આપણી કુમકે આવી છે. એ પ્રથમ પંક્તિની દેશ સેવિકા છે. હું માનું છું ત્યાં સુધી એ પોતાના ભાઇને રાતી પટીઓની ગુલામી સહન કરવા દેશે જ નહિ. એની નજરમાં મારું કાંઈ પણ મૂલ્ય હશે તો હું પણ તેમ થવા નહિ દઉં."

"હા ! રાજેશ્વરિ ! બધી બાજી તારા જ હાથમાં છે. એ સત્ય તો હું વિસરી જ ગયો. એ નોકરી છોડી દેશે એવો મને હવે પાકો વિશ્વાસ બેઠો. જો. જો. રાજેશ્વરિ ! એ લોકો નીચે આવે છે. એમની ત્વરા અર્થ સૂચક છે : એમનાં પગલાં મુક્તિને પોકારી રહ્યાં છે. પૂનાજી જીવ લઈ ભાગતો લાગે છે. શું થયું ?"

હાથમાં એક ફરફરિયું લઈ પૂનાજી ઊંચે શ્વાસે ટપાલ ઑફિસ તરફ દોડી રહ્યો હતો.

"મને ખાત્રી છે કલ્યાણ ! એણે તારથી રાજીનામું મોકલી આપ્યું લાગે છે."

રણજીત દોડતા કિનારે આવ્યો. પેંડાને બદલે રમકડું હાથ લાગ્યું હોય એવા બાળકના આનંદથી એ ગાજી ઊઠયો. "રાજેશ્વરિ ! મેં નોકરી ફગાવી દીધી. હમણાં જ તાર કર્યો. તારી ભવિષ્ય વાણી સાચી નીવડી. સુરતનાં જંગલોમાં સેટલમેન્ટ ઑફિસર ! છટ્ ! સી. આઈ. ડી. નો જાસૂસ પૂનાજી નથી પણ તું જ છે. આ અજબ સરકારની તને જ અગાઉથી ખબર પડી જાય છે."

"હા. હા સનંદી નોકરોને વીર પુરુષો બનાવવાની કળા મારામાં છે જ. મારે લીધે મેજીસ્ટ્રેટો દેશભક્તો બની બેસે છે." રાજેશ્વરીએ હસતાં હસતાં પોતાનો ગુનો કબૂલ કર્યો.

એ વચનો બોલાયાં ન બોલાયાં કે એક બાદશાહી મોટર દરિયા કિનારે દોડતી આવી પહોંચી. સુંદર વિશાળ મેદાનમાં કોઈ સાગર ગરૂડ ઊડી આવે તેમ કઠાણા બંદરના આત્મા સમોવડા કિલ્લાની ઉત્તરે તે આવી ઊભી.

તેમાંથી પ્રથમ મૂળજીભાઈ બહાર પડ્યા. પછી સુંદર ને છેવટે કરણ ધીમે પગલે આવ્યો.

"કલેકટર સાહેબ ! હું આપને એક પ્રાર્થના કરવા આવ્યો છું. રેલ્વેના સત્તાવાળાઓ સામે અમારી વતી વચ્ચે પડવા ભલામણ કરવાની છે. જે અકસ્માત માટે હું એકલો જ જવાબદાર હતો તે બદલ મારા ઉત્તમ મિત્રો કરણ ને સુંદર, બન્નેને રૂખસદ આપવામાં આવી છે ટાઈમ પહેલાં મેં જ ટ્રેઈન ઉપાડી હતી. કૃપા કરો, કલેકટર સાહેબ ! આમાં ન્યાય મળવો જ જોઈએ હું આપનો જીવન ભર ઓશિંગણ રહીશ."

"પણ હવે હું કલેકટર રહ્યો જ નથી. મુખી સાહેબ ! હવે તો હું તમારા જેવો જ અદનો આદમી બની ગયો છું. મારા દેશનો પોકાર સાંભળી મેં મારી નોકરીનું રાજીનામું મોકલી આપ્યું છે. આપના જેવા આગેવાન ગીરાસદારોએ આ અણીની પળે અમને મદદ કરવી જોઈએ. આજે નૂતન ને મહાન હિંદનો પાયો નખાય છે." એના ઉત્તમ વકતૃત્વથી રણજીતે દેશ સેવાની શરૂઆત જ કરી દીધી.

"હા. મુખી સાહેબ ! આપે અમારે પડખે રહેવું જ જોઈએ આપનું કુળ કોનું ? આપ તો આજન્મ આગેવાન. આપ નેતા નહિ બનો તો કોણ બનશે ?" રાજેશ્વરીએ સહૃદયતાથી સૂર પૂર્યો.

સરસ્વતી બોલી નહિ પણ કોઈ પુરાતન દેવાલયની આરસ પ્રતિમાશી સ્થિર ઊભી રહી. એની શાંત ગંભીર દૃષ્ટિ મુખી પર ઠરી રહી. એમાં શાંતિના ફુવારા ઉડતા. 'મા'ની હાકલ માટે એમાં આધ્યાત્મિક વિનવણી ભરી હતી. મૂળજીભાઈએ નૈસર્ગિક પલટો અનુભવ્યો. પવિત્ર સંધ્યાએ પણ એનો ભાવ ભજવ્યો.

અસ્થિર સાગરે તરંગો પર તરંગો કિનારે પાડવવા માંડ્યા. એની ગતિ, કદ ને સૌંદર્ય માનવ બુદ્ધિને મૂઢ બનાવતી. મૂળજીભાઈ ઊભા હતા ત્યાં જડાઈ જ ગયા. શાંતિથી પણ સચોટતાથી એમનામાં ગજબ પલટો થઈ રહ્યો હતો. ઉડતા જળ સીકરોની વચ્ચે એ ઊભા હતા. એમની દીક્ષાની એ ધન્ય પળ હતી. સાગરમાં દૂર દૂરનાં ઉંડાણ ભેદી તરંગ માલા આવતીઃ એની પદાવલિમાં શીતલ સીકરો વર્ષાવતી. સરસ્વતીની જાદુ ભરી આંખોમાંથી ઝરતો તેજનો પ્રવાહ પણ જીવનની નવી કલ્પનાથી નવા જમાનાના જૂના મુખીને ભરી દેતો હતો.

# ૧૩

## વચન ને કર્મ

૧

" રણજીત ! તમે શબ્દોના જાદુમાં હજી ય શ્રદ્ધા ધરાવો છો એ ખરેખર ! દયા જનક છે. સાચી પ્રવૃત્તિ માટે વાચા હંમેશાં એક નકામી બક્ષિસ છે. એના મૂળમાં તેમ જ વિકાસમાં તમે એને મારા કરતાં વધારે પિછાનો છો. પરંતુ આત્મીય પ્રેરણાનો કોઈ ભેદી આવેગ તમને શબ્દોની મોહ જાળ રચવા પ્રેરી રહ્યો છે." સઘળી સહૃદયતા નયનોમાં દાખવી કલ્યાણે આગ્રહ કર્યો. એનું બળતું હૃદય જ એ વચનો ઉચ્ચારી રહ્યું હતું.

કલ્યાણ ને સરસ્વતી, રણજીત ને રાજેશ્વરી: સર્વે કિલ્લાની અગાશી પર બેઠાં હતાં. મંદ મંદ અનિલ લહરી એ માનવ હૃદયોમાં ઉલ્લાસ પ્રેરતી. અસ્ત પામતો સૂર્ય રમતાં સિંધુ તરંગો પર પોતાનો સુવર્ણ પ્રકાશ પાથરી રહ્યો હતો. ડૂબતી જતી એ તેજ રેખા ઝીલવા એક પછી એક ઊર્મિ પ્રવાહ કિનારા તરફ ધસી રહ્યો હતો.

" ના. ના. કલ્યાણ ભાઈ! તમારા વિચારો હજી પુરાણા જ રહ્યા. તમે શબ્દોની પ્રતિભાનાં યોગ્ય મૂલ્ય આંકતા નથી. જો કે શાંતિ માટેના તમારા મોહ ને ગૌરવની હું ઘણી વાર ઈર્ષા

કરું છું છતાંય જીવન યોજનામાં શબ્દોનું સ્થાન પણ ઊંચું જ છે. જ્યાં કર્મ નિષ્ફળ જાય છે ત્યાં ઘણી વાર વચન વિજય મેળવે છે. તલવારથી તમે દોરડાની ગાંઠ કાપી શકો પરંતુ સીવવાના કામ માટે તમને સોય પકડ્યા વિના છૂટકો ન જ થાય. એ સોયથી તમારે અનેક ટાંકા મારવા પડે એ વાત સાચી. પરંતુ એનો અર્થ તલવારથી સરશે નહિ. કલ્યાણુ ભાઈ! શબ્દોના ગૌરવ વિના આપણી જાતનો આખો ય ઇતિહાસ જુદો જ લખાયો હોત. જાણે અગ્નિથી અસ્પૃશ્ય રહેલું માટીનું ઢેફું. જાણે એક નિર્જન વેરાન, સૂકું ને ભયંકર. પુષ્પોથી લચી રહેલી વન લતા વિહોણું. અગ્નિની પેઠે આપણા શબ્દો પણ બેધારી હોય એ સંભવિત છે. એથી જ તમે સંહાર કરો, તેમ સૌંદર્ય પણ સરજાવી શકો. મનુષ્યના આત્મા માટે શબ્દ સૌંદર્યથી તમે પિરામીડ જેવી વિશાળ ને અમર ઇમારતો સર્જી શકો. એ શક્તિથી જ જગતનાં ઇતર પ્રાણીઓથી મનુષ્ય જુદો પડે છે. શબ્દોની એ જ બલિહારી છે.”

“દેવ પેઠે બોલવું ને જાનવરો પેઠે વર્તવું: એ જ આપણી માનવ જીવોની નિર્માલ્યતા છે. રણજીત! જીભાતોડીને સાતમે આસમાને ચઢાવવાના મતનો હું નથી. સુંદરમાં સુંદર શબ્દો કે ચૂંટી કાઢેલી વાક્ય રચનાએ કદી યે રાષ્ટ્રોની સ્વતંત્રતા મેળવી નથી, વિદેશી ધૂંસરી તોડી નથી; પોતાની ગુલામી મનોદશા પણ વિદારી નથી. યોગ્ય શું છે? સંયમી પ્રકૃતિ. વેદના વારાથી હિંદે ઊંચા આદર્શો રજૂ કર્યા છે. હિમાલયનાં ગિરિ શૃંગો પેઠે હિંદીઓને છેક છાપરે ચઢાવ્યા છે. પરંતુ એ ઊંચા આદર્શો વ્યવહારમાં મૂકાયા છે કદી? પ્રવૃત્તિમાં આપણે એક તસુ પણ આગળ વધ્યા નથી. તેથી જ આપણું જીવન આવું ખરબચડું બની ગયું છે. આપણે ગરીબાઈની ગર્તામાં

ઊંડા ને ઊંડા ઉતરતા જઈએ છીએ. જગતનાં રાષ્ટ્રો આગળ આપણે કાંઈ જ વિસાતમાં નથી. જુદી જુદી ઊંચાઈએ ખાંબોચિયાં ગંધાઈ ઊઠ્યાં છે. ક્યાં છે એ અગમ્ય હિમ કણોથી પોષાતી થનગનતી સરિતા? ક્યાં છે એથી ફળદ્રૂપ બનેલાં સમૃદ્ધ ક્ષેત્રો?"

"કલ્યાણ ભાઈ! તમારાં આ વચનો જ મને વચનોની અંતર્ગત શક્તિ સિદ્ધ કરી આપે છે. તમારાં વચને જ મારો આત્મા નાચી ઊઠે છે."

"પણ આપણે શી વિસાતમાં? રણજીત! કર્તવ્ય વિહોણા આપણે શું કરી શકવાના? માત્ર કર્તવ્યો જ આપણા જીવન માર્ગો ઉજાળશે: સ્વચ્છ બનાવશે. શબ્દોની ગાંડી ઊર્મિને અનંત સુખ સાગરમાં પલટાવી નાખશે. શબ્દો તો પ્રવૃત્તિમય આત્માની પ્રતિમા છે. આપણ હૈયાની સળગતી જ્વાળાઓ એ સ્પષ્ટ કરે છે. વચન બાણથી વાતાવરણમાં અંગાર ઊડે છે. આજુબાજુના અજ્ઞાન અંધકારમાં વચનો પ્રકાશ રેલાવે છે. પરંતુ એ જ્યોતિ રેખાથી કોઈ ગરમી પામતું નથી. હજી એ જ્યોતિ અસ્થિર છે. એવું કદાચ એથી તો ફલિત થતું હશે. હજી એ જીવન જ્યોતને પોષવાની જરૂર છે. એને જલતી રાખવા અજબ સાવધાનીની જરૂર છે."

"પ્રવૃત્તિ તો જીવનનો આત્મા છે." તમામ શંકાઓ ટળી ગઈ હોય એમ કલ્યાણે મસ્તક ધુણાવ્યું, "રણજીત! શબ્દો તો આગના તણખા છે." તેમણે આગળ ચલાવ્યું, "કર્તવ્યની જ્યોતિ સ્થિર બને ને કામ આપે એટલે એ તણખા શમી જાય છે. આપણે આપણાં સ્વપ્નો વ્યવહારમાં મૂકવાનાં છે. રણજીત! એ આદર્શો પાછળ પ્રાણ પાથરી એનાં ફળ

ચાખવાનાં છે. પ્રમાણિક ને અખંડ ઉત્સાહ ભર્યા કામ સિવાય આપણી દુઃખમાં સડતી જન્મભૂમિ માટે સુખ પામવાનો અવકાશ નથી. આપણે એ બધું સમજીએ છીએ. છતાં આપણે નિર્માલ્ય બની પડી રહ્યા છીએ. કારણ કે આપણા વિચારો વ્યવહારમાં મૂકવાની આપણામાં હિંમત નથી."

"વચનો તણખા હશે, કલ્યાણ ભાઈ! પરંતુ એ તો દૈવી તણખા છે. ખરતા તારામાંથી ઉડેલા એ તેજ તણખા છે. શબ્દો એટલે સાચા કર્તવ્યની પરાકાષ્ઠા. કલ્યાણ ભાઈ! નીચામાં નીચી શ્રેણીમાં પણ તે કર્તવ્ય પ્રદેશનાં પહેલાં પગથિયાં છે. પગથિયાં ન હોય તો નીસરણી પર ચઢી જવાય નહિ. તેમાં ય આ તો રાજકિય સીડી. પ્રથમ પંક્તિના યોગી માટે એ સર્વ સાધ્ય હશે બાકી સામુદાયિક પ્રવૃત્તિ માટે શબ્દો જેવું અમોઘ શસ્ત્ર એક પણ નથી. કર્તવ્યનો સરંજામ શબ્દોથી ધકેલાયા વિના મનુષ્યને કામ આવતો જ નથી. શબ્દો ન હોય તો? પેલા કૂવામાંથી ડોલ ને દોરડા સિવાય પાણી શી રીતે કાઢી શકાય? મારી તૃષ્ણા તો એથી યે ઓછી છે."

"રણજીત! આમ અલંકારો વાપરીને જ આપણે જીવનનો સાચો રસાસ્વાદ ભૂલીએ છીએ. આવી કલ્પનાઓ આપણને દૂર દૂર ધસડી જાય છે. કેન્દ્રના મૂલ્યની સાચી કિંમત આંકવાનું આપણે વિસરી જઈએ છીએ."

"કલ્યાણ ભાઈ! તમને વચનોની શક્તિમાં વિશ્વાસ નથી એ હું જાણું છું. બાકી મને તો અજાણ્યા ને અંધારા ખૂણામાંથી પણ વચન બાણે અજબ તેજ રેખાઓ સાંપડે છે. જીવન પ્રવૃત્તિથી એકલવાયું બની જાય છે. ગિરિ માલાઓ, જંગલો, વન વૃક્ષો ને અન્ય સર્વ સ્થળોએ છૂટા છવાયાં ખાબોચિયાં અંધારૂં

જાય છે ને પછીથી તે ગંધાઈ ઊઠે છે. ત્યારે વર્ષાની ધારાઓ પેઠે વચનો વર્ષે છે, સ્થળે સ્થળ ઘૂમી વળે છે, સરિતાઓ રચે છે, ક્ષેત્રો ફળદ્રુપ બનાવે છે ત્યારે તે પ્રત્યેક માનવ જીવને પવિત્રમાં પવિત્ર સંદેશ પહોંચાડે છે. માટે કૃપા કરી શબ્દોનાં મૂલ્ય ઓછાં ન આંકશો. પચાસ પચાસ વર્ષોથી આપણી મહા સભાએ શબ્દોની બોલબાલા પિછાની છે. અત્યારે શબ્દ ગૌરવની એ જીવંત પ્રતિમા છે. આપણા જેવા મહાન રાષ્ટ્રની પ્રવૃત્તિમાં શબ્દ જેવું એકેય રામબાણ નથી. ફરતા બાંધેલા બંધો પર વિશાળ સરોવરનું પાણી અથડાતું હોય ત્યારે ડોલ ને દોરડું લઈ એનાં ઉછળતાં મોજાં ખાળવા તમે ધસી જાઓ છો કદી? માત્ર સલામતી માટે જ તમે વધારાનું પાણી કાઢી નાંખો છો. એ રીતે કલ્યાણ ભાઈ! મારો કાર્યક્રમ નિરાળો છે. તમે એની આડે ન આવશો. આપણે આપણી પ્રવૃત્તિ એક જાહેર સભા બોલાવીને જ ઉપાડીએ."

"પરિણામે કાર્ય કરવાને બદલે તમે મુશ્કેલીઓ જ ઊભી કરશો. આ દિવસોમાં ભાષણોની કોને પડી છે? અત્યારે તો કામની જ ખરી કિંમત છે." કલ્યાણે શાંતિથી ઉત્તર દીધો.

"કલ્યાણ ભાઈ! રાજનીતિ પ્રયોગ શાળાના કામકાજ જેવી નથી. પ્રયોગ શાળામાં જ તમો વર્ષો સુધી પરિશ્રમ લઈ પ્રયોગો કર્યા કરો ને તમારી શોધો જગત સમક્ષ રજૂ કરી તેમને આશ્ચર્યમાં ગરકાવ કરી દો. દશ જ વચનોમાં તમે આખા માનવ જાતને ન્યાલ કરી દો. પણ રાજનૈતિક પ્રાણી માટે તો પ્રયોગ શાળા બહાર છે. મંડેલ્લે મંડેલ્લો એની પ્રયોગ શાળા છે. શબ્દો જ ભાવના જગાડશે. એના જાદુઈ પ્રવાહથી જ ગુલામોને બંધન મુક્ત કરશે. આ પ્રવાહને કર્તવ્યની ધૂંસરીમાં જોડવાનો

પ્રસંગ આવશે ત્યારે આપોઆપ પ્રવૃત્તિ ચાલુ થઈ જશે. વિદ્યુત રેખા પછી મેઘ નાદ ગાજશે. એ બન્ને જોડિયાં સંતાન છે. કલ્યાણ ભાઈ! આપણા જિલ્લાના આ સરોવરને હચમચાવી નાખવા એક જાહેર સભા ભરવાની ખાસ અગત્ય છે માટે તમે ના ન પાડશો. આ વિશાળ મેદાનમાં જ આપણે સભા બોલાવીશું. જુઓ, એ ધન્ય ઘડીની આજ વર્ષો થયાં તે શાંતિથી વાટ જોઈ રહ્યું છે. અહીંથી જ આપણે યુદ્ધનો શંખ નાદ ફૂંકીશું. જગત જાગશે ને આપણી કૂચ કદમ નિહાળશે."

"તમારી સભા માટે જાહેરાત શી રીતે કરશો ?" કલ્યાણે પ્રશ્ન કર્યો, "દુંદુભિ વગડાવીને ?"

"દુંદુભિ !!! કલ્યાણ ભાઈ! દુંદુભિની પુરાણી વાત તમને ક્યાંથી સાંભળી આવી ? કેમ વળી ? આપણે વર્તમાન પત્રોમાં તાર કરી દઈશું. પત્રકારો મોટાં મોટાં મથાળાં છાપી તેના પર અગ્ર લેખો લખશે."

"હવે મને સમજાયું. રણજીત ! તમારે સભા કેમ ભરવી છે તેનું રહસ્ય હવે મને સમજાયું. તમારા રાજીનામાને તમે મહત્વ આપતા હશો. એ આત્મ ત્યાગ માટે તમારે અગ્ર લેખ લખાવવો હશે." રાજેશ્વરીએ ભંડો ફોડી નાંખ્યો. રણજીત છેડાયો. પરંતુ તેણે શબ્દોનો કાંઈ ધાણ ન વાળ્યો.

"રાજેશ્વરિ ! તું ભલે મજાક કર. મારો સ્વદેશ પ્રેમ તને છિછરો જણાય છે, નહિ ? બાકી ગ્રામ જનતાની કલ્પના ઉત્તેજવા ને આમજનોમાં દેશ ભક્તિની ધૂન જગાવવા સભા જેવું એક પણ બળવાન સાધન નથી, એમ મારું તો માનવું છે. દબાતા

હૈયામાં તે ધૈર્ય સંચાર કરે છે. સામુદાયિક મનોદશા જીવનનું નવુંજ દ્રશ્ય પરખાવે છે. આપણા જેવી વિશાળ રાષ્ટ્રીય પ્રવૃત્તિ સમસ્ત દેશને જગાડવા મથી રહી છે. એ પ્રસંગે શબ્દો તો વેગથી પ્રસરતી જ્યોતિ સમાન છે. રાજેશ્વરિ! વચન ને કર્મ એક જ છે. બે જોડિયાં ભાંડુ છે. પણ અપર માતાનાં એ સંતાન નથી જ. પણ એ તો આદર્શની વાત. તું તો એવી કાંઈક કલ્પના કરે છે. જીવનની એ જૂઠી ફિલસૂફી છે."

દરેક જણ રણજીતને અધીરતાથી સાંભળી રહ્યું. સર્વેના મૌનથી રણજીત વધારે ઉત્તેજિત થયો. ગરમ લોખંડ પર ઘા કરવા તત્પર બન્યો. "કલ્યાણ ભાઈ! સભા તો બોલાવવી જ છે. આ સુંદર મેદાનમાં જ એ માનવ મેળો જામશે. હું તારથી વર્તમાન પત્રોને ખબર આપીશ. મોટાં મોટાં મથાળાંથી છાપાં શોભી ઊઠશે. અરાઢમી સદીનું આ પુરાણું ગામડું હિંદના નવજીવનથી ધમધમી રહેશે. કલ્યાણ ભાઈ! મારા સ્વપ્નમાં શ્રદ્ધા ન પડતી હોય તો રાજેશ્વરીનો અભિપ્રાય લો. એ મારા વિચારને સંમત જ છે. અણીની પળે મને એનામાં શ્રદ્ધા છે."

"કલ્યાણ ભાઈ!" રાજેશ્વરી ગંભીર સ્વરે વચમાં જ બોલી ઊઠી, "તમારો નિર્ણય મને અમાન્ય નથી પરંતુ રણજીતની વાત પણ ફેંક નાખી દેવા જેવી તો નથી જ. રણજીતમાં થયેલો મહાન પલટો જાહેર કરવા એક સભા તો મળવા જ દો. એની જન્મભૂમિને જાણવા દો કે એણે ગુલામીને લાત મારી છે. એની વેગવતી વાગ્ધારા એના દેશ બંધુઓને ઝીલવા દો. એનાં વેણુનાં જાદુ સૌને માણવા દો. રણજીતને એના કોડ પૂરા કરી લેવા દો. પછી એ કામે લાગી જશે. કયો વક્તા પોતાના દેશ બંધુઓને સંદેશો પાઠવ્યા વિના જેલમાં જવાનું પસંદ કરે? કલ્યાણ ભાઈ! મનુષ્ય સ્વભાવને આભના તારા ઉતારવાનું જ કહેશો."

"રણુજીત! પણ તારી બેન જ આ યોજનાની વિરુદ્ધ છે. એ તો શાંત કાર્યને જ સાચો દાખલો ગણે છે. વચનોથી મનુષ્યો આડે ચીલે ચઢી જાય છે એમ તે માને છે." કલ્યાણે બીજી વાત રજૂ કરી, "એનાં વચનોનો પણ વિચાર કરી લે."

"કલ્યાણ ભાઈ! મારી બેન માટે મને ઓછું માન નથી. પરંતુ જગતનું એને શું ભાન છે? ઉચ્ચ રાજનીતિના કાવા દાવા એ બિચારી શું સમજે? એની પ્રેરણા ગજબ છે. એમાં મને શંકા નથી. એની દીર્ઘ દૃષ્ટિ માટે મને માન છે. આદર્શોમાં વિહરતું એનું ભોળું દિલ આવી નજીવી વિગતોની સત્ય પરિસ્થિતિ પણ પારખી શકશે નહિ. એ પારખવાની એને જરૂર પણ શી છે? ચોમાસાનાં વાદળો સરોવરમાં તાજા પાણીની ભરતી કરે છે પરંતુ તેથી સરોવરની તળેટીને કશી જ અસર થતી નથી. વાદળાં તો વિશાળ અંબર પટમાં રમ્યા જ કરે છે. ઊંચામાં ઊંચા અગાધ વિસ્તારમાંથી વર્ષાનાં વારિ બિંદુ વર્ષે છે ને કુબેરની સંપત્તિ માનવ જગતમાં વેરે છે. એ બિંદુઓ ઝરણાં સરજાવે છે. વિશાળ સરોવરો પણ એ બિંદુઓથી જ સરજાય છે."

રણજીતનો રૂપેરી ઘંટડી સ્વર એનું મીઠું સંગીત પૂરું કરે તે પહેલાં જ સરસ્વતી બોલી ઊઠી, "રણજીતની વક્તૃત્વ કલા મારામાં નથી. બાળકો છિપોલીઓ વેરે છે તેમ રણજીત અલંકારો વેરી શકે છે. સાગર જળમાં એથી ઊર્મિ ન પણ આવે. રમત એ રમત. ભલે રણજીતને એ વક્તૃત્વ કલા અજમાવવાની છેલ્લી તક લેવા દો. મેં આજ સુધી એને બોલતાં સાંભળ્યો નથી. સાચા દેશ ભક્ત પેઠે એ જેલમાં જાય તે પહેલાં એને એક વાર સાંભળી લેવા દો. બાકી મને તો માત્ર એક જ બીક લાગે છે. પોલીસ કે નવા કલેક્ટર કદાચ એ સભા મળવા જ નહિ દે."

"ખરું કહ્યું, સરસ્વતી!" કલ્યાણ આશ્ચર્યથી એની દીર્ઘ દૃષ્ટિની કદર કરતો બોલી ઊઠ્યો, "મને પણ એ જ ભય છે. ખરેખર! તને પ્રભુ જ બોલાવે છે."

"ખોટી વાત." રણજીતને એ વાત પાલવી નહિ, "બિલકુલ અસંભવિત." તેનાથી બોલ્યા વિના ન રહેવાયું, "મિસ્ટર લેન્સ મારી સાથે એવી રમત રમે જ નહિ. હજી ગઈ કાલે તો હું કમીશ્નરનો જમણો હાથ હતો. મારી જગાએ આવનાર મારી એવી ઠેકડી ન જ થવા દે. મારાં વચનો પુરવાર કરવા ને મારી શક્તિ અજમાવી જોવા પણ આપણે સભા ભરવી જ જોઈએ."

મૂળજીભાઈને પણ આ વાતમાં પોતાની પ્રતિષ્ઠા જોખમાતી લાગી. "ના. એમ તે બને?" તે પણ પોતાનું લાંબુ મૌન તોડી બોલી ઊઠ્યા, "નવા કલેકટર સાહેબ જાણે છે કે હું પણ તમારા પક્ષમાં ભળ્યો છું. એ લોકો સભા ભરવામાં તો હરકત કરશે જ નહિ. સભા વિખેરી નાખવાની તો વાત જ નથી. એને માટે હું ખાત્રી આપું. સભા ભરવા દો. શું થાય છે તે જોઈએ તો ખરા. આખો તાલુકો આ મેદાનમાં એકઠો ન મળે તો કહેજો. કલ્યાણ ભાઈનાં વચનો એ જ મારે તો હવે કાયદો છે."

"કેમ ખરું ને?" મૂળજીભાઈ ઓચિંતા સરસ્વતી તરફ વળ્યા, "બેન! તમારાં વચનો તો દેવ વાણી જેવાં છે." તે બહુ જ પૂજ્ય ભાવથી કહેવા લાગ્યા. પંખિણીનું સૌંદર્ય સજી કિશોરી સરસ્વતીની પડખે ઊભી જ રહી. એનાં ચમકતાં નયનોને મૂળજીભાઈની, બાજ દૃષ્ટિ મળી. મૂળજીભાઈએ ઉતરતી ઓટની દશા અનુભવી. ભરતીનું તમામ જોમ ઓચિંતું ઓસરી ગયું

હોય એમ એ ઢીલા થઈ ગયા. શ્રીમાન મૂળજીભાઈના વચનોમાં સહૃદયતા હતી. કુળદેવતાની પૂજા કરવા જાણે કોઈ સાચો યાત્રિક આવી ચઢ્યો ન હોય તેમ એ ત્યાં ઉપસ્થિત થયા હતા.

છેવટે સભા ભરવાનું નક્કી થયું. "શુક્રવારે સાંજે ચાર વાગે." મૂળજીભાઈ તો હર્ષથી ગાજી ઊઠ્યા. "આજ મેદાનમાં આખો ય તાલુકો ભેગો ન થાય તો મને કહેજો. મારા માણસો આખી યે સભાની વ્યવસ્થા રાખશે. હું ને મારાં માણસો આજથી જ તમારી સેવામાં હાજર છીએ."

એટલામાં રણજીતે વર્તમાન પત્રો માટે એક તાર ચિતરી કાઢ્યો. શાંતિનું કાર્ય કરતાં રણજીતમાં હાથીનું જોમ આવ્યું વચન તે વચન ને કર્મ તે કર્મ.

૨

બોરસદના મુસાફરી બંગલામાં એ જ સમયે આ નાટકનો બીજો જ પ્રવેશ ભજવાઈ રહ્યો હતો ત્યાં નવા કલેક્ટર સાહેબનો મુકામ હતો. નાનકડું એ સુંદર ગામ સૂકા પ્રદેશમાં વસ્યું છે. મહીસાગરના ફળદ્રુપ પ્રદેશની પેદાશ પર તે નભે છે. ત્યાંની આબોહવા પણ સમશીતોષ્ણ હોઈ માફકસરની છે.

ફળદ્રુપતા, વસ્તી, સંપત્તિ, સુધારો ને પ્રાચીનતામાં ખેડા જીલ્લો ગુજરાતમાં એક્કો છે. એના કલેક્ટર પુરાતન કાલના રાજા રજવાડાની સાહ્યબી ભોગવે છે. ગુજરાતના સણંદી નોકરો એ જગા માટે પડા પડી કરે છે.

મિસ્ટર લૅન્સ ત્રેવીસ ત્રેવીસ વર્ષની કપરી નોકરી બજાવી એ પદવીએ પહોંચ્યા હતા. એ કાર્યમાં માનતા. વચનમાં નહિ. માનસિક ને નૈતિક સત્તાઓ કલેક્ટર તરીકે બહુ જ છિછરી

પડી ગઇ હતી એમ એ સમજતા. કોઈ ભૂલના ભોગે એમણે જીવનની આ કેડી પસંદ કરી ને સામ્રાજ્યના એક અદના સેવક બની તેમણે આત્મસંતોષથી પોતાનું જીવન ગુજાર્યું હતું. નહિ તો ઇજીપ્તના લોર્ડ ક્રોમર કે મોરોક્કોના માર્શલ લીઓટી યા હિંદના કરઝન જેવી એ પ્રતિભા પ્રાપ્ત કરી શકત. આમ વહેલી પસંદગીના પ્રતાપે પોતાની સીડીના ઊંચા પગથિયે ચઢી મિસ્ટર લૅન્સને સંતોષ માનવો પડ્યો હતો. એ ઊંચે પગથિયે પણ લાંબો ગાળો રહેવાથી મહત્વાકાંક્ષા ને ઉત્સાહ ઓસરી જાય છે, એટલું જ નહિ પણ સહાનુભૂતિની ઉચ્ચ ભાવના પણ નષ્ટ થાય છે. મિસ્ટર લૅન્સને પણ આત્મસંતોષ નહોતો.

એ ને હસ્તક મુકાયલી પ્રજાનું હિત સચવાય તેનો મિસ્ટર લૅન્સમાં ઊંચો ખ્યાલ હતો. એમની મહાન સેવા સમિતિની સૂકી ભાવનાઓમાંથી જ ઉત્પન્ન થયેલો એ પરિપાક હતો. સ્વભાવથી જ તેઓ ગરીબોની દાઝ જાણતા. નહેરોના બાંધકામ પ્રત્યે એમને ખૂબ જ સદ્‌ભાવ હતો. ભૌતિકશાસ્ત્રીના વિદ્યાર્થી તરીકે માનવ પગલીઓ પેઠે જલબિંદુઓ પણ વળાંકવાળો માર્ગ પસંદ કરે છે એવું તે સારી રીતે સમજતા. સત્તાધીશ માનસનું પ્રથમ કર્તવ્ય એ પૂરી રીતે પિછાનતા. જલબિંદુ કે માનવ એની સ્વચ્છંદી પ્રવૃત્તિને સંયમમાં રાખવી જ જોઇએ. ગમે તે ઉપાયે એને નિયમિત બનાવવી જોઈએ, એમ તે માનતા.

સ્વાતંત્ર્યની ઘેલછાનો પવન એમની હકુમત વાળા પ્રદેશમાં તોફાની સ્વરૂપ ધારણ કરી ફુંકાઈ રહ્યો હતો ને એથી એમના જીલ્લાની શાંતિને ખલેલ પહોંચશે એવું તેમણે પ્રથમ સાંભળ્યું ત્યારના તાકીદનાં જલદ પગલાં લેવાનો એમણે નિર્ધાર કરી જ મૂક્યો હતો. જિલ્લાના ત્રણ મુખ્ય અધિકારીઓની ખાનગી પરિષદ એમણે તાબડતોબ બોલાવી હતી. ડિસ્ટ્રીક્ટ સુપરિન્ટેન્ડેન્ટ

ઑફ પોલીસ, એમનો મુખ્ય સલાહકાર આસીસ્ટંટ કલેક્ટર અને પોતે ભેગા મળી એ કોયડો ઉકેલવા મથામણ કરવા ધાર્યું હતું.

"મિસ્ટર લેન્સ! તમે તમારી આંતરિક ભલાઇને રાજનીતિજ્ઞતાને ભારે અન્યાય કરો છો. આપણા જિલ્લાની રોજીંદી શાંતિ મને ચેન કેન પ્રકારેણ ચળે તેમ નથી. એમ મને તો લાગે છે મહાત્મા ગાંધીજી સાબરમતી છોડી બોરસદ આવી થાણુ નાંખે તો ય એવું બને તેમ નથી. આ જિલ્લામાં તો હું જન્મ્યો છું ને આટલાં વર્ષ જીવ્યો છું. મારા લોકોના સ્વભાવને હું ઘણી જ સારી રીતે પિછાનું છું. કોઈ પણ ઉપાયે એ સંગ્રામ ખેલવા તૈયાર ન જ થાય! મને તેમની નાડીની બરાબર પારખ છે. આ પળે જરા ય જોખમ નથી. મિસ્ટર લેન્સ! મારાં જિલ્લામાં બીક રાખવાનું કશું જ કારણ નથી. તમે અત્યાચાર ગુજારો ને ઘેટાંનાં વરૂ બની જાય તો કાંઈ કહેવાય નહિ. તમારે એ લોકોને છેડવા જ નહિ. પાછા વળી સામા થાય એવો પ્રસંગ જ લાવવો નહિ. મારા જિલ્લામાંથી તો અસલના વખતમાં કેવા કેવા રાજનીતિજ્ઞો ને આગેવાનો પાક્યા છે. અત્યારે તો માત્ર વકીલોના ગુમાસ્તા ખત લખનારા, કેન્વાસીંગ એજંટો ને નામુ લખનારા જ જડે છે.

"કોઈ વખતે ચપળ આસીસ્ટંટ કલેક્ટર પણ ફૂટી નીકળે છે."

આસીસ્ટંટ કલેક્ટર મિસ્ટ નાયકે એ અભિનંદનનો સાભાર કર્યો. "બરાબર છે. મિસ્ટરર લેન્સ" તેમણે હર્ષથી ઉમેર્યું. "કઠાણાની વાતને મોટું સ્વરૂપ આપશો જ નહિ. રણજીત થોડાંક ભાષણો મારશે ને પછી આપેલો જુવાળ આપોઆપ શમી જશે. આખી દુનિયામાં કઠાણા જુદી જ તરેહનું છે. પુરાતન જર્જરિત, મીઠાથી ખવાઈ ગયેલાં, એનાં ખંડેરો છે. કરચલાં પણ આ ભૂમિમાં આબાદી મેળવી શકતાં નથી.

"પરંતુ મિસ્ટર નાયક! મને કલ્યાણનો ભય છે. તમે જ મને એની બીક પેસાડી છે. તમે એને વધારે સારી રીતે પિછાનો છો. તમારા કહેવાથી જ મેં અત્યાર સુધી એને છેડ્યો નથી. બાકી આપણા મિત્ર મિસ્ટર મૂળજીભાઈ તો ક્યારના ય એમને ઝડપી લેવાનું દબાણ કરી રહ્યા હતા."

"હા. કલ્યાણ ભાઈને હું ઘણી જ સારી રીતે ઓળખું છું. તે સાધુ પુરુષ છે. સહૃદયી કાર્ય કર્તા છે. એમના સ્પર્શે અહીં તહીં થોડાંક ગામડાં નવચેતન પામશે. પરંતુ વિશાળ માનવતાને વિશાળ પાયા પર હિલચાલ ચલાવવા પ્રેરવાની એમનામાં શક્તિ નથી. એમને જાહેરાત પસંદ નથી. જાહેરાત વિના રાષ્ટ્રીય કે સામાજિક, એક પણ કામ આગળ ધપી જ શકતું નથી. અર્વાચીન કાલમાં જાહેરાત વિના કોઈ મહાત્મા પણ જાદુઈ ચમત્કાર ચલાવવા શક્તિમાન નથી."

"પરંતુ હવે રણજીતે પણ કલ્યાણ સાથે હાથ મિલાવ્યા છે એટલે ધડાકા માટે જ બધો સરંજામ તૈયાર થઈ ગયો લેખાય. તમારી વિચાર સરણી પ્રમાણે જ એવી કલ્પના કરવી ખોટી નથી. એમને એકઠા થતા આપણે રોકવા જ જોઈએ. કેમ નહિ? મિસ્ટર નાયક!"

"એમની બધી જ ધમાલ હું સમજી ચૂક્યો છું. એમની સાથે મેં ઓક્સફર્ડમાં ત્રણ ત્રણ વર્ષો ગાળ્યાં છે. રાજેશ્વરી બાઈને પણ હું બરાબર પિછાનું છું. લોકોને આકર્ષવાની એ ગજબ શક્તિ ધરાવે છે. રણજીતે રાજીનામું આપ્યું એટલે હવે મારી અમદાવાદ બદલી બંધ જ રહી માનું છું."

"કેમ? અમદાવાદનું કામકાજ તમને માફક નથી કે શું?"

"નોકરી છે એટલે ગમે ત્યાં જવું પડે. બાકી આ સત્યાગ્રહના પવનમાં અમદાવાદ જવું આપણને બિલકુલ પસંદ નથી. આપની યોજના જ ખોટી છે. નૂતન હિંદ સર્જાવતા નવીન સ્વાતંત્ર્ય પ્રેમનાં બળોને તમે બરાબર પિછાન્યાં જ નથી. મમતાથી જ તમને ઘણા મિત્રો મળશે ને લાંબે ગાળે તમને લાભ થશે. મૅકડોનલ્ડ કે એથી યે સારો વાઈસરોય હિંદમાં મોકલી આપવામાં આવશે. પ્રાંતે પ્રાંતમાં એકે એક 'મૅક' પૂરો પાડવા પ્રયત્ન કરવામાં આવશે. આંતર રાષ્ટ્રીય સંબંધની મડાગાંઠ એવી તો મજબૂત બનશે કે ન પૂછો વાત. હિંદી પ્રશ્ન હાલ તુરત તો પતી જ જશે. મૅકડોનલ્ડ એક ચાલાક સ્કૉટ છે. હાં!"

"મિસ્ટર નાયક! તમે જાતે 'મૅક'ને ઓળખો છો, નહિ?"

"હા. હા. ઘણી જ સારી રીતે. અમે બધા જ 'મૅક'ને પિછાનીએ છીએ. છેલ્લી સામાન્ય ચૂંટણીમાં રણજીતે તો એમને માટે તન તોડીને મહેનત કરી હતી. સહાનુભૂતિના ગોળ ગોળ શબ્દો વાપરતાં રણજીતને પણ સુંદર આવડે છે. પરંતુ કલ્યાણ 'મૅક'ને બરાબર પારખી ગયો છે. એનામાં એને જરા ય વિશ્વાસ બેસતો નથી. કામદારો સત્તામાં આવશે ત્યારે કામદારોનું હિત 'મૅક'ને હાથે બિલકુલ સચવાશે નહિ. એ પોતાના ભાવનાશીલ વ્યક્તિત્વને વધુ પડતું મહત્વ આપે છે. માનવતાની વિરાટ હિલચાલ ઉપાડી હોય એવા સર્જનાત્મક ગાળામાં તે વિરોધ પક્ષમાં રહી ઘણું જ સખત કામ કરી શકે છે. પરંતુ સત્તા પર આવ્યા પછી એ પોતાના પક્ષને વિજય માર્ગે દોરી જવા શક્તિમાન નથી. વચનો કર્મમાં ફેરવવા માટે તો કોઈ અલૌકિક શક્તિની જરૂર છે. અંતરના અવાજનું કે સિદ્ધાંતનું યા એવું જ કોઈ ભળતું બહાનું કાઢી અણીની પળે તે ફરી બેસશે."

"મિસ્ટર નાયક! હવે આ સામ્રાજ્યના પ્રશ્નો આપણે આપણા વડા પ્રધાન માટે જ રહેવા દઈએ તો ઠીક. અત્યારે તો મને મારા પ્રાંતની જ પડી છે. તમારા કહેવા પ્રમાણે કલ્યાણ, રણજીત ને રાજેશ્વરી કઠાણામાં એક થયાં એ હકીકત જ મને ખૂંચે છે. એવાં માણસો કરચલાના સન્નાટો સરજી શકે. તમારા જ્ઞાની મસ્તકનો હું સાધારણ રીતે વિશ્વાસ રાખું છું. પરંતુ આ પળે તો તમે તેમની ભેગી અસરનો પાંશરો ખ્યાલ કરતા જ નથી. જિલ્લાની શાંતિનો ભંગ ન થાય તે માટે આપણે તાબડતોબ પગલાં ભરવાં જોઈએ. યુવાન મૂળજીભાઈને આપણે જીતી લેવો જોઈએ. જો એ સામા પક્ષમાં ભળ્યો તો ભારે થશે. એના તાલુકામાં આંખો મીંચીને એને અનુસરનારા ઘણા છે. એના સેવકો હૈત્યો સમોવડા છે. એમના શેઠને આંગળી અરકાડવામાં આવે તો તેઓ અગ્નિમાં ઝંપલાવતાં પણ ડરે એવા નથી."

"પરિસ્થિતિ તો વિકટ છે જ. મિસ્ટર લૅન્સ! આપના અભિપ્રાય સાથે હું મળતો જ છું. પરંતુ એમના પક્ષમાં ભળવાથી મિસ્ટર મૂળજીભાઈને કશો જ ફાયદો થવાનો નથી. ઉલટું એમની સુંદર જાગીર એ ગુમાવી બેસશે. મને તો એમનો જરા ય ભય લાગતો નથી. એમનામાં દેશાભિમાન જેવું કશું છે જ ક્યાં? લોકલ બોર્ડની ચૂંટણીમાં પણ એ પોતાની ગાડી માટે સારા રસ્તા બનાવી શકાય તેથી જ આટલો રસ લે છે. એમની વાતો આકાશના તારા ઉતારવા જેવી જ હોય છે. મિસ્ટર લૅન્સ! માનવસ્વભાવ હું સમજું છું તે મુજબ એ માણસ તદ્દન સલામત છે."

"પરંતુ મિસ્ટર નાયક! તમે તમારાં જ વચનો ભૂલી ગયા જણાઓ છો. પેલાં ત્રણ જણ પાસે મનુષ્યો ઉપર જાદુ ચલાવવાની અલૌકિક શક્તિ છે. સરકારી હેવાલ પણ આપણને એ જ ચેતવણી આપે છે."

"ખરી વાત. માટે જ હું કહું છું કે અત્યાચારની વાતો હમણાં રહેવા દો. એમનો જાદુ ચલાવવા એમને તક આપો. રણજીત સકંજામાં આવ્યો કે એની શક્તિઓ અમોઘ બની જવાની. ભાવનાશીલ વકતૃત્વ પર તે એવું તો પ્રભુત્વ ધરાવે છે કે તેની વાગ્ધારા હૈયામાં સોંસરી ઉતરી જાય છે. ચોક્કસ બાતમી મેળવીએ પછી વાત. આપણા સુપરિન્ટેન્ડેન્ટ સાહેબનો શો અભિપ્રાય છે."

"તમે શું કહો છો? સુપરિન્ટેન્ડેન્ટ!" કલેક્ટરે પૂછ્યું.

"હું તો સીધી સાદી જ વાત કરીશ. બળવો અટકે તે માટે તાબડતોબ પગલાં નહિ લેવાય તો જિલ્લાની શાંતિ જાળવવાની જવાબદારી હું માથે નથી રાખવાનો. આખી યે ટુકડીના જામીન લેવા જોઇએ. ઓછામાં ઓછા ત્રણ મહિના તેમને જેલમાં પૂરી દેવા જોઇએ. નવા વિચિત્ર વિચારો ફેલાવીને ગામડાંના લોકોને બહેકાવતાં એમને અટકાવવા જ જોઇએ. મેં તો એક વર્ષ પહેલાં કહ્યું હતું કે કલ્યાણની તમામ પ્રવૃત્તિઓ બંધ પાડી દો."

"છેલ્લા શા સમાચાર છે?"

"દશ મિનિટમાં જ આપણને સમાચાર મળશે." કોઈના આગમનની વાટ જોઈ રહ્યો હોય તેમ નજર ખેંચી સુપરિન્ટેન્ડેન્ટે ઉત્તર દીધો.

દશ મિનિટ પૂરી થાય તે પહેલાં જ એક માણસ તારનો સંદેશો લઈ દોડતો ત્યાં આવી પહોંચ્યો.

"મારી ભવિષ્યવાણી પેઠે જ સર્વ બન્યા કરે છે. જુઓ, આ છેલ્લા સમાચાર. "દાવાનળ પ્રગટવાની તૈયારી છે. મિસ્ટર મૂળજીભાઈ પણ ચળવળમાં ચોક્કસ ભળી ગયા છે. શુક્રવારે

સાંજે ચાર વાગે એક વિરાટ સભા બોલાવવામાં આવી છે. સુલેહના ભંગની ખાત્રી છે. સભાબંધી ફરમાવવી જ જોઈએ. જાસૂસ પૂનાજીની વફાદારી માટે પણ શંકા છે. એ પણ એમનામાં ભળી ગયેલો જણાય છે. તે કયા પક્ષમાં છે તે સ્પષ્ટ સમજાતું નથી એટલું તો ચોક્કસ જ."

સુપરિન્ટેન્ડેન્ટ ક્ષણ ભર થંભ્યા. એમના કપોલ પ્રદેશે બાઝેલાં પ્રસ્વેદ બિંદુઓ લૂછ્યાં. "મારા ચાલાક સેવકે મને આ સમાચાર પહોંચાડ્યા છે. મારું કર્તવ્ય સ્પષ્ટ છે. સાહેબ! જો મિસ્ટર મૂળજીભાઈ એમના પક્ષમાં ગયા હશે તો અહીંની પોલીસ એક પણ ગોળીબાર નહિ કરે. આપણે ખાસ લશ્કર બોલાવવું પડશે. એક મજબૂત ટુકડી આપણે હમણાં જ રવાના કરવી જોઈએ. એમના હાથમાંથી કિલ્લો કબજે લેવો જોઈએ. કિલ્લો ખાલી કરવા તારથી ફરમાવવું જોઈએ." સુપરિન્ટેન્ડેન્ટ કડક ને સ્પષ્ટ વક્તા હતો.

"મને તમારી વાત મંજૂર છે. આવી અગત્યની બાબતમાં વિલંબ જોખમકારક છે. તમારા ગુજરાતીઓમાં એક કહેવત છે. મિસ્ટર નાયક! ડૂબવા માંડ્યા પછી તરણું ઝાલ્યે શું? સમયસરનો એક જ ટાંકો નવની ગરજ સારે છે. માટે પાકો પોલીસ બંદોબસ્ત કરવા હું હુકમ આપું છું. પરંતુ કોઈ પણ ઉતાવળું પગલું ન ભરશો. શુક્રવારે સવારે હું પણ આંકલાવમાં પડાવ નાંખીને શું બને છે તે જાતે જ નિહાળીશ."

એવામાં બીજો સીપાઈ તારનો સંદેશો લઈ દોડતો આવ્યો. 'સભાની પુષ્કળ જાહેરાત કરવામાં આવી છે. આખાય પ્રદેશમાં ઉત્સાહનાં પૂર ઉમટ્યાં છે. રણજીત ને રાજેશ્વરી અથાગ પરિશ્રમ ઉઠાવી રહ્યાં છે. વર્તમાન પત્રોમાં તારથી સંદેશા

ગયા છે. રૂટરને પણ ખાસ સંદેશો મોકલ્યો છે. પરદેશોમાં પણ સમાચાર પહોંચાડયા છે. રણજીત ને રાજેશ્વરી એ તમામ હિલચાલનાં આત્મા છે. શુક્રવારે ધાંધલ થશે એમાં શક નથી.'

મિસ્ટર લેન્સ મુઝાયા. ગંભીર વિચારમાં પડયા. જમણી જાંઘ પર હથેલી પછાડવા લાગ્યા. જાણે મગજમાં કાંઈ પ્રકાશ પડે છે! નિર્ણયની લાઈનિ દોરી નંખાય છે? ક્રોમર કે કરઝન કરતાં પણ એ વધુ વિશ્વ વિખ્યાત બની જશે કે શું? મિસ્ટર નાયક ને સુપરિન્ટેન્ડેન્ટને તેમણે ઓચિંતી રજા આપી. પોતાના દિવાનખાનામાં ગયા. ઊંડા વિચારમાં ઉતરી પડયા. ઉન્માદી જિલ્લાના મહાન પ્રશ્નને સ્પષ્ટતાથી સમજવા પ્રયત્ન કરવા લાગ્યા. ત્રેવીસ ત્રેવીસ વર્ષની તેમની લહેરની નોકરીમાં પહેલી જ વાર આવો કટોકટીનો મામલો ઊભો થયો હતો.

# ૧૪

## ઢીમચું

### ૧

**વહેલા** પરોઢનો સમય હતો. પ્રભાત વાયુ સૂકો ને તાઝગી ભર્યો હતો. પૂર્વાકાશમાં ઝળહળું ઝડપથી અદૃશ્ય થઈ રહ્યું હતું. સવારનો ચમકતો સિતારો શુક્ર, ઉગતા સૂર્યની પ્રસરતી જ્યોતિ આગળ ફિક્કાશ પકડી રહ્યો હતો. વાર પણ શુક્ર હતો. સર્જનાત્મક કાર્યક્રમની શરૂઆત માટેનો એ પવિત્ર દિવસ હતો. રવિ કિરણના જુવાળમાં ઝળકતો ઉલ્લાસ ભર્યો અવસર હતો.

સામાન્ય રીતે ઉધ્ધાડામાં સુનાર વહેલા ઊઠે છે. કલ્યાણને તો વહેલા ઊઠવાની ટેવ જ હતી. સવારના વ્યાયામથી પણ તેણે પરવારી લીધું હતું. મહી સાગરના મુખ આગળની રેતીમાં તે ઘડીક વિશ્રાંતિ લઈ રહ્યો હતો. બાળ હૃદયે એકાંતનાં જાદુ અનુભવી રહ્યો હતો. ચોમેર શાંતિનું સામ્રાજ્ય પથરાયું હતું. દૂર દૂરના જલધિ તરંગો પણ શાંતિ અનુભવતા.

અજાણતાં કલ્યાણની આંગળી રેતી ખોતરી રહી હતી. વધારે રેતી ખોતરાતાં પાણી ઉપર ઝમી આવ્યું. રેતીના

દબાણમાંથી પ્રવાહી જીવનને મુક્ત કરતાં કલ્યાણને આનંદ આવ્યો. પાતાલમાં પૂરાઈ રહેલાં જલ સીકરોના મુક્તિ દાતાનો એ ઉલ્લાસ હતો: જાણે હિંદ માટે તે સ્વરાજ્ય મેળવી આવ્યો હોય એવો તેને અનુભવ થયો.

કલ્યાણ યોગ ચિંતનમાં તલ્લીન બની ગયો હતો. જીવન માત્ર સરખાં છે, એવું કાંઈક તે વિચારતો હતો. એવામાં રેતી ઉછાળતું એક મોટું મોજું એના પગે આવી અથડાયું. સમુદ્ર ને પૃથ્વીનો વિરોધાભાસ એ વિચારી રહ્યો. "જમીન પર પાણી કેદ ભોગવે ને સમુદ્રમાં જમીન કેદ થાય છે. નજરે પડે છે તે સત્ય નથી. સત્ય તો કાંઈ જુદું જ છે: અનેરું છે. ઉચ્ચ કક્ષાએ વિરાજે છે. જીવનનો એ તો એક કોયડો છે. જ્ઞાન પામ્યા પછીનાં કર્મની જ ખરી કિંમત છે. તેથી જ ધ્યેય પ્રાપ્તિ સુગમ બને છે. અજાણ્યા સિંધુ તરંગોમાં એથી મનુષ્ય નૌકા સલામત રહે છે.

કલ્યાણ હજી એ વિચારમાં જ હતો. આજુ બાજુ પડેલી છિપોલીઓ વીણતો. પોતાની વિચાર સરણીના કાંઈક ભેદી અક્ષરો એના ઉપર નખ વડે લખતો ને એક પછી એક આગળ વધતી ભરતીમાં નાંખતો.

થોડી જ વારમાં સૂર્યનો જ્વલંત પ્રકાશ ચોમેર ફરી વળ્યો. પરોઢની શાંતિ પણ અભંગ ન રહી. પ્રભાત સૂર્યનાં કીર્તિ ગાન ગાતાં સમુદ્ર તરંગો વેગવતી ભરતીથી કિનારા તરફ ધસી રહ્યાં. સમુદ્ર ને સરિતાનાં જલ એક થયાં. ચોમેર જલ જલ બંબાકાર થઈ રહ્યું. નદીના મુખ આગળ પડેલા એક લાકડાના ઢીમચા પર કલ્યાણ પ્રથમ બેઠો હતો. એ ઢીમચું પાસેના ગાઢ જંગલમાંથી જ ત્યાં ઘસડાઈ આવ્યું હતું. એના પરની છાલ ઊખડી ગઈ હતી.

એના છેડા ઘસાઈ ગયા હતા. સરિતા તટે એ પોતાનું રહ્યું સહ્યું અસ્તિત્વ પૂરું કરી રહ્યું હતું. કોઈ સુતારની ફરસી એનો ઘાટ ઘડી ઠેકાણે પાડે ત્હોય એને ના નહોતી. નહિ તો કદાચ સિંધુ તરંગે તણાઈ, એને હજી યે વસમા પ્રવાસો આદરવા પડે તેમ હતું.

ભરતીનું જોમ ધીમે ધીમે વધતું ગયું. કિનારાનો વધારે ને વધારે ભાગ પાણીમાં અદૃશ્ય થતો ગયો. પદ ભ્રષ્ટ રાજવી પેઠે પેલું ઢીમચું વિરાજી રહ્યું હતું. ત્યાં પણ ભરતીનાં પાણી પહોંચશે એમ લાગ્યું. થોડી જ ક્ષણમાં એ ઢીમચાને પણ સાગર સમ્રાટને શરણે થવું પડશે. ફીણ ઉછાળતાં ને ઘૂઘવાટ કરતાં મોજાં આગળ ને આગળ વધી રહ્યાં.

કલ્યાણને પણ એ ઢીમચા પરથી નાછૂટકે ઊઠવું પડ્યું. નહિ તો એ અનિચ્છા છતાં ય ન્હવાઈ જાત. તે જરાક દૂર ગયો. સાગરનું વિજય પ્રસ્થાન નિહાળી રહ્યો. ઊંચાં ઊંચાં ઉછળી રહેલાં મોજાં અનેક જલ સીકરોમાં વેરાઈ જતાં. પાણીના એક મોટા ઘસારાએ પેલા ઢીમચાના પાતળા છેડાને સ્થાન ભ્રષ્ટ કર્યો. એ નાનકડા રાક્ષસને જરાક ઢંઢોળી પાણીમાં માથા બોળ નવરાવી દીધો. પરંતુ એ થોડા સળવળાટથી તો એ ઢીમચું ભીની જમીનમાં જરાક વધારે ખૂંપ્યું. એવામાં બીજું એક મોજું આવ્યું. બીજી વાર એની આળસ ખંખેરવા પ્રયત્ન થયો. છતાં એક રાક્ષસી ધડ મુજબ તે અડગ રહ્યું.

"ભરતીનાં પાણી ઉછળી એને જરા ઊંચું કરે તે વખતે જ હું સહજ ધક્કો મારું તો ?" વસ્તુ સ્થિતિ વિચારતાં જ કલ્યાણના દિલમાં પ્રશ્ન થયો.

કલ્યાણની ઈચ્છા પાર પડતાં એક ક્ષણનો ય વિલંબ થયો નહિ. બીજું વિશાળ મોજું જરા વધારે વેગથી ઘસી

આવ્યું. પલળવાની દરકાર કર્યા વિના યોગ્ય પળે કલ્યાણે એને સહજ ધકેલ્યું. ઢીમચાનો ભારે ભાગ પ્રવાહ તરફ વળી ગયો. સ્વયંવરમાં ધસતા પુરાતન કાળના ઘોડેસ્વાર રાજકુમાર પેઠે તે કૂદકા મારી રહ્યું. એવામાં એક ત્રીજું બળવાન મોજું ધસી આવ્યું. તેથી એ રાજકુમાર પણ ઉલ્લાસ ભર્યો મધ્ય પ્રવાહમાં તણાઈ ગયો. પ્રભાત સૂર્યના શીળા પ્રકાશમાં તે સરિતાના વક્ષઃસ્થળ પર મસ્તી ભર્યું વિરાજી રહ્યું.

કલ્યાણ આશ્ચર્ય વિમૂઢ બની ઊભો. એ ઢીમચાની રાજસી હિલચાલ નિહાળી રહ્યો. થોડી જ પળ પહેલાં જગતમાં એ ખૂબ જ ભારે ને સલામત વસ્તુ જણાતી હતી. દૂર દૂર તણાતા એ ઢીમચા પરથી કલ્યાણની નજર ખસી નહિ. અત્યારે એ રાજ નૌકાની લહેરથી પ્રવાસ આદરી રહ્યું હતું. ઉછળતા જલધિ જલમાં ઊંચા નીચા થતાં એનો દેખાવ મનોરંજક હતો. જીવનની કોઈ મહાન ફિલસૂફી કલ્યાણને પ્રત્યક્ષ થઈ. રેતીમાં ઊભો ઊભો તે સરિતા મુખ આગળનું એ અજબ દૃશ્ય નિહાળતો ફરીથી ધ્યાન મગ્ન બની ગયો.

મુગાં, ગરીબ, દુઃખી, અનાથ ને જડ રાષ્ટ્ર પ્રજા જનો આ ઢીમચા જેવાં નથી ? પહેલી નજરે એ તદ્દન નિષ્પ્રાણ ને ગતિ હીન નથી જણાતાં ? પ્રગતિની કોઈ ધન્ય ઘડી આવે, રાષ્ટ્રીયત્વના જુવાળનો એને સ્પર્શ થાય, ત્યાં સુધી તે આ ઢીમચા પેઠે એકના એક સ્થાને નથી પડી રહેતાં ? ને પછી ? ભરતીનો જુવાળ આવતાં જ તે સતેજ બની જાય છે. એ ઊર્મિ તરંગો અજબ રીતે રાજસી ગતિએ નથી વિરાજતાં ? કોઈ રાજ નૌકા પેઠે આટઆટલાં વર્ષો સુધી તે યોગ્ય પળની વાટ જોઈ પડી રહ્યાં નહિ હોય ?

એ જ પળે રણજીત ને રાજેશ્વરી, સરસ્વતી, કિશોરી ને મૂળજીભાઈ બાળકો પેઠે ત્યાં દોડતાં આવ્યાં. કોઈ પુરોહિત ધાર્મિક પ્રવચન માટે ઊભો હોય તેમ કલ્યાણ ત્યાં ઊભો હતો. પ્રેક્ષકો ઉભરાવાની જાણે તે વાટ જોઈ રહ્યો હતો.

૨

"તમે પેલા ઢીમચાને ધકેલી દીધું? કલ્યાણ ભાઈ!" સંપૂર્ણ સ્વસ્થતાથી નિશ્ચિંત દિલે સરસ્વતીએ પ્રશ્ન કર્યો.

"સરસ્વતી! પણ એની તને શી રીતે ખબર પડી? કોઈ છૂપા સ્થાને લપાઈ તું મારી પ્રવૃત્તિ જોઈ રહી હતી કે શું?" આશ્ચર્ય ભરી નજરે કલ્યાણ બોલી ઊઠયો.

"નદીના આટલા વિશાળ પટમાં હું કયાં છૂપાઉં? પણ કલ્યાણ ભાઈ! તમારી આતુર દૃષ્ટિ એ ઢીમચા પર જડાઈ રહી છે, તે ઉપરથી કોઈ પણ સ્વાભાવિક રીતે જ એમ કળી શકે. આ જડ ઢીમચું પણ તમને કાંઈ પાઠ પઢાવે છે કે શું? જીવનના કોઈ અગમ્ય ખૂણામાં તમને ઘસડી જાય છે?" ખાત્રી ભર્યું સ્મિત વેરી સરસ્વતીએ ફરી પ્રશ્ન કર્યો. "રાજેશ્વરિ!" કલ્યાણ ઉત્તર દે તે પહેલાં જ સરસ્વતીએ રાજેશ્વરીને કહેવા માંડયું, "મારી ધારણા સાચી જ છે. કલ્યાણ ભાઈ આવી નિશ્ચેતન ચીજો જોઈને પણ કાંઈ અગમ્ય ભેદો ઉકેલે છે. આવી વસ્તુઓ ને આવા આકસ્મિક બનાવો દ્વારા એમનો અંતરનો અવાજ ઉઘડે છે. પ્રેરણાશાળી માનસો બધાં આવાં જ હોય છે. એમને તો આખા વિશ્વમાં રહસ્ય પરખાય છે. તરતું તણખલું પણ એમને કોઈ ઊંડું સત્ય સમજાવી જાય છે. પરિણામે તેઓ સામ્રાજ્યો સર્જે છે કે સંહારે છે. શાસ્ત્રો સમજે તે વાંચે. પછી તે બાળક હોય

કે વૃદ્ધ. એવા જ્ઞાનીને તો ઝાકળ બિંદુડે કે ઘાસની પત્તીમાંથી યે જ્ઞાન સાંપડે છે."

"હવે બહુ થયું. સરસ્વતી! આમ મને છેક છાપરે ચઢાવવાની બિલકુલ જ જરૂર નથી. મારી વિચિત્રતાઓને તારી અલંકારિક ભાષાથી દૈવી પદે ચઢાવી ન દે. પરંતુ રાજેશ્વરી કે રણજીત જેવાનાં માનસ જે એક વિચાર સરણીએ કામ નથી કરતાં તેમને તો આવી દૈવી તેજ રેખાને પૂજ્ય ભાવે નમવું જ પડે છે."

"ના. ના. કલ્યાણ ભાઈ!" રાજેશ્વરીએ ભક્તિ ભાવે વચમાં ઝૂકાવ્યું, "સરસ્વતી તો તમને ને પોતાને ગંભીરાઈથી ઓળખાવતી હતી. જીવનના ઉચ્ચ તત્વને સમજવા ને તેનું રહસ્ય ઉકેલવા તે પ્રમાણિક પ્રયત્ન કરતી હતી. સરસ્વતીએ ને તમે જીવનને નવી રીતે જોતાં મને શીખવ્યું છે."

"આમ એક બીજાનાં વખાણ કરવામાં આપણે ઢીમચાનું રહસ્ય વિસરી ન જઈએ તો સારું." સરસ્વતીએ વાત સીધે ચીલે વાળી, "કલ્યાણ ભાઈ! એણે તમને શો સંદેશ આપ્યો? કદાચ અત્યારની રાજનીતિને લગતી કાંઈક ફિલસૂફી તમને સમજાઈ હશે. કદાચ સાંજની સભા માટે પણ કાંઈક વિચાર આવ્યો હશે."

"ખરી વાત છે, સરસ્વતી! લાકડાના આ ઢીમચાએ મને નવો જ પાઠ આપ્યો છે. આજ વહેલા પરોઢે મેં તેને જોયું. રોજ આપણે તેને જોતા હતા તેમ જ, રેતીમાં દટાયલું ને સલામત. આ જ સવારે જ હું તેના પર બેઠો હતો. ત્યારે પણ તે જમીન સાથે જડાયલું જ હતું. પૂર્ણ ચંદ્રિકામાં રોમાંચ અનુભવતાં ઊર્મિ તરંગો દૂર દૂર સરિતા પટ પર નાચી રહ્યાં

હતાં થોડી જ વારમાં ભરતીની શરૂઆત થઈ. ધીમે ધીમે મોજાં આગળ વધવા લાગ્યાં. એક આવ્યું. બીજું આવ્યું. એમ મોજાંના ઝપાટે તે ઢીમચું હાલી ઊઠયું. છતાં નિદ્રા ભંગ થયેલા રાક્ષસની પેઠે તે સહજ ગબડવા છતાં પૃથ્વી સાથે જડાયલું જ રહ્યું. આખો ય સાગર તરંગોની કુમકે ન આવે ત્યાં સુધી એ તરંગો બળ હીન હતાં એમ મને જણાયું. બાળક પેઠે હું અધીરો બની ગયો. મારા હાથ સેવા માટે ચળવળી રહ્યા. પ્રયત્ન કરી રહેલાં મોજાંને સહજ મનુષ્ય સહાય મારે શા માટે ન આપવી? યોગ્ય પળે મેં તે ઢીમચાને સહજ ધક્કો માર્યો ને અત્યારે તમે જુઓ છો તેમ તે સરિતા પટે ઝૂલી રહ્યું છે. મારા ધક્કા વિના પણ તે મોડું વહેલું નદીમાં તણાઈ ચૂકયું હોત.”

“એની મને ખાત્રી નથી પડતી. કલ્યાણ ભાઈ!” સરસ્વતીએ જુદો અભિપ્રાય દાખવ્યો, “ચઢતી ભરતી એમ ને એમ ઉતરી જાત ને એ ઢીમચું ત્યાં ને ત્યાં જ સલામત પડી રહેત. મારી કલ્પના પણ તદ્દન અસંભવિત નથી.”

“એમ પણ બને.” કલ્યાણે અનુમતિ દાખવી.

“પણ એમાંથી તમે શો સાર તારવ્યો?” કોયડો ઉકેલવા આતુર બનેલી રાજેશ્વરીએ પૂછ્યું.

“એટલું ય ન સમજાયું? રાજેશ્વરિ! કલ્યાણ ભાઈ માને છે કે એ ઢીમચું હિંદના પ્રજા જનોનું પ્રતીક છે. નદીના મુખમાં ધસી આવતી તરંગ માલા રાષ્ટ્રીયત્વની ભરતી છે. અત્યારે એવાં મોજાં આપણા દેશમાં નથી ફરી વળ્યાં? કલ્યાણ ભાઈનો ધીમો ધક્કો એ કોઈ રાષ્ટ્ર સેવકની ચીમકી.” સરસ્સવતીએ આખો ય કોયડો શાંતિથી ઉકેલી નાખ્યો.

"ને રણજીતની સાંજની સભા! એ સમુદ્ર, ઊર્મિ કે ધક્કો?" રાજેશ્વરીએ ગંભીર રીતે પોતાની શંકા રજૂ કરી. બધાં હસી પડયાં. શ્રીમાન્ મૂળજીભાઈએ પણ જાણે અજાણે હસવામાં સાથ આપ્યો.

"મારી સભા માટે કોયડો રજૂ કરી હસીશ નહિ. રાજેશ્વરિ! મારી સભા ધીમો ધક્કો પણ કહેવાય તેમ ઉછળતો સાગર પણ કળી શકાય. એના પ્રબળ પ્રવાહમાં આવાં દીમચાં તો શું પણ જંગલનાં જંગલ તણાઈ જશે. સમસ્ત પ્રજા એ બાજુ વળશે. જરા વાટ તો જુઓ. મારી સભા કેવી સુંદર સફલતા મેળવે છે તેની તમને પ્રતીતિ થશે."

"રણજીતનાં વચને મને ગઈ રાતનું સ્વપ્ન યાદ આવે છે. સરસ્વતી! રણજીત એ સર્વ જાણે છે. મને નિદ્રા ન આવી તે માટે એને ઈર્ષા આવે છે. પરંતુ આજ સવારે મને જે સ્વપ્ન આવ્યું તેથી તો મારા ટાંટિયા જ નરમ પડી ગયા છે. અત્યારે એ સંભારતાં પણ હું હતાશ બની જાઉં છું."

"કલ્યાણ ભાઈ તો બાળકની પેઠે ઊંધે છે. એમનાં તો નસકોરાં પણ નથી બોલતાં." રણજીતે વાત પૂરી કરી.

"શ્રીયુત મૂળજીભાઈ પેઠે નહિ?" સરસ્વતીએ હસતાં હસતાં કહ્યું, "એ તો ઊંચા કુળની ને ઉચ્ચ આદર્શોની નિશાની છે." આ વેળા તો મૂળજીભાઈએ પણ મર્મ સમજી હસવામાં ભાગ લીધો.

૩

"પણ તમારું સ્વપ્ન તો કહો. કલ્યાણ ભાઈ!" સરસ્વતીએ આતુરતા ભરી મુઝવણથી કલ્યાણને પ્રશ્ન કર્યો, "તમને

રણજીત ભાઈની સભાનું સ્વપ્ન આવ્યું કે બીજું ? ઘણી યે વાર આવાં સ્વપ્ન ભવિષ્યની આગાહી કરે છે.”

“કે પછી સભામાં ધમાલ મચી ને પોલીસે તેને વિખેરી નાંખી ?” રાજેશ્વરીએ પરાણે હસી પૂર્તિ કરી.

“કદાચ રણજીતને પોતાને જ એવું સ્વપ્ન આવ્યું હશે.” સરસ્વતીએ રણજીતને શિરપાવ આપ્યો.

“એમને એવું સ્વપ્ન આવત પણ એ તો આખી રાત ઊંઘ્યા જ નથી.” રાજેશ્વરીએ ટીખળ પૂરું કર્યું.

“એમ કહો કે વિરોધ કરવા આવનાર જ સાંભળવા મંડી પડયા.” રણજીતે પોતાનું મંતવ્ય રજૂ કર્યું.

“હું મારું સ્વપ્ન જ તમારી આગળ રજૂ કરું છું.” આજના ગંભીર પ્રભાતે વાર્તા પ્રવાહ આમ છેક જ હળવો ન બને એમ ઈચ્છતા કલ્યાણે ટૂંકું કર્યું, “તમે તમારો નિર્ણય આપજો. મારા સ્વપ્નના અનેક અર્થ થાય તેમ છે. કદાચ એક પણ કલ્પના સંપૂર્ણ નહિ હોય.”

“સ્વપ્નો તો બધાં જ એવાં હોય. એ જ સ્વપ્નોની ખૂબી.” ગંભીર વદને રણજીતે પ્રાથમિક નિરીક્ષણ કર્યું.

“વહેલા પરોઢે ચારમાં પાંચેક મિનિટ બાકી હતી.” કલ્યાણે ગંભીર સ્વરે શરૂઆત કરી. દરેક ખૂબ રસ પૂર્વક એમને સાંભળવા લાગ્યા. “હું સ્વપ્નમય બની ગયો. મારે શરીરે પરસેવાના રેળે રેળા છૂટી રહ્યા. મારું હૃદય પણ ઘડી ભર ધડકતું થંભી ગયું. એક રાક્ષસી આકૃતિ આકાશમાં ઝઝૂમી રહી હતી.

એ રમ્ય નહોતી તેમ બહુ ભયંકર પણ નહોતી. શ્યામ પણ સુંદર વાદળ મનુષ્ય દેહ ધારી પૃથ્વીથી આકાશ સુધી પથરાઈ રહ્યું હતું. જાણે વામને એક પગલે આકાશ માપી નાખવા તૈયારી કરી. તેના વદન પર મંદ હાસ્ય ફરકી રહ્યું હતું. તેના હાથમાં એક લાંબો કોરડો હતો. સરિતા મધ્યે આવેલા પેલા ટાપુ પરથી તે આકૃતિ ધીમે ધીમે આગળ વધી રહી. અસંખ્ય નાગ કન્યાઓ ને પાતાળ વાસીઓ મશાલો સળગાવી,સ્વર્ગથી નીચે ઉતરી આવતો એનો માર્ગ પ્રકાશિત કરતા ને એનો દૈવી વૈભવ પરખાવતાં."

"એ પગે ચાલીને આવતી કે કશા પર સ્વાર થઈને?" સરસ્વતીએ આતુરતાથી પૂછ્યું.

"સ્વાર થઈને પણ વિચિત્ર રીતે."

"પાડા પર?" સરસ્વતીએ ધ્રૂજતા સ્વરે ચિત્ર પૂરું કર્યું.

"ના. સરસ્વતી! પાડો નહિ પણ એક ઘણું જ નાનું હીપોપોટેમસ હતું. વર્ષો પહેલાં હું બાળક હતો ત્યારે આફ્રિકામાં મેં એમનાં ટોળેટોળાં જોયેલાં. એ વિચિત્ર પ્રાણી પર સ્વાર થઈ એ રાક્ષસ આકાશ માર્ગે પૃથ્વી પર ઉતરી આવતો જણાયો. તે આગળ ને આગળ વધી રહ્યો. છેક સ્ટેશન સુધી પહોંચ્યો. માર્ગમાં તે પોતાનો કોરડો છૂટથી વીંઝતો હતો. એનો એક છેડો એન્જીનના ધુમાડો કાઢતા નાળચાને અડયો હતો. ગાડી ઉપડવાની તૈયારી હતી. ઓચિંતી તે રમકડાની પેઠે ગબડી પડી. હું સ્ટેશન માસ્તર હોઉં એવો મને ભાસ થયો. હું એને પગે પડી વિનવી રહ્યો. એને મારી દયા આવી. કોરડો ઊંચો ધરી એણે આખી ગાડીને પાટા પર ચઢાવી દીધી. પછી ગંભીર વદને તે ઉત્તર તરફ ચાલ્યો. રેલ્વેની સામે પાર

નદી કિનારે છેવટનો નિર્ણય કરવા તે એક ક્ષણ ભર ત્યાં થંભ્યો. એક વાર ફરીથી તેણે પોતાનો કોરડો હવામાં ખાલી વીંઝયો. ઓચિંતી ત્યાં મધુર સુવાસ પ્રસરી રહી. ગુલાબના અત્તરનો જાણે મહાસાગર ન ઉલટયો હોય ? હું આશ્ચર્ય ને ઉલ્લાસ ભરી નજરે જોઈ રહ્યો. ”

સ્ફુરેલાં પ્રસ્વેદ બિંદુઓ કલ્યાણે લૂછ્યાં : ગંભીર સ્વરે તેણે આગળ ચલાવ્યું.

“ આગળ વધી તે નદીમાં પડ્યો. એના નાનકડા વાહનના ઘૂંટણ સુધી પાણી આવ્યું. એટલે પેલું હીપોપોટેમસ માછલીની પેઠ તરવા લાગ્યું. એ રાક્ષસનું મસ્તક આકાશનાં વાદળો જોડે વાતો કરતું. છતાં આખે માર્ગે વેરાતું એનું મધુર હાસ્ય દૂર દૂર રહ્યા છતાં પણ પારખી શકાતું. કોઈ કોઈ વાર તે કાંઈક બોલતો પણ જણાતો. એમ તે નદીના મુખ સુધી પહોંચ્યો. હમણાં જ મેં ધકેલી મૂક્યું તે લાકડાના ઢીમચા ઉપર તે ઘડીક વિરામ લેતો જણાયો. એના ભારે એ રેતીમાં ઊંડું ખૂંપી જતું લાગ્યું. પછી એક જ કૂદકે એના વાહને સાગરના ઊંડાણમાં ડૂબકી મારી. સવારમાં શાંત ઊર્મિ તરંગો ચોમેર ગિરિ માળા સમોવડાં ઉછળ્યાં. કિલ્લાની બરાબર સામે સમુદ્રમાં બરાબર એક ફર્લાંગ દૂર ઉન્નત મસ્તકે તે રાક્ષસ ઊભો રહ્યો. હું ઊંઘી રહ્યો હતો. મારા તરફ તેણે ધિક્કારની એક વેધક નજર નાંખી. કોરડો ઉચકી ચોમેર વીંઝયો. મેઘ ગર્જના થઈ. મારા હૃદય પર ગજબ પ્રહાર થયો. એકાએક હું ઝબકી ઊઠ્યો. એ બધું જ ભયંકર સ્વપ્ન હતું એની મને પ્રતીતિ થઈ. મારા જીવન ભરમાં આવું ભયાનક દૃશ્ય સ્વપ્નમાં પણ કદી મેં જોયું નથી. એકદમ મેં શય્યાનો ત્યાગ કર્યો. તમે બધાં ઘસઘસાટ ઊંઘી રહ્યાં હતાં. હું બહાર

મેદાનમાં દોડ્યો. પૂર્ણ ચંદ્ર સોળે કળાએ પ્રકાશી રહ્યો હતો. એની અમિ દૃષ્ટિથી મારા હતાશ દિલમાં કાંઈક શાંતિ વળી.

"મને તો ગજબ સંકટની આગાહી થાય છે. કલ્યાણ ભાઈ! શાંતિ ભંગ કરતાં સરસ્વતીએ નિર્ણય આપ્યો, "રણજીત! આજની સભા મોકૂફ રહેવા દો."

"એમ બને જ નહિ. સરસ્વતી! એક ભયાનક સ્વપ્નથી ડરી જઈ આપણે એવું મુર્ખાઈ ભર્યું પગલું ભરવા પ્રેરાઈએ તો આપણી જનની લાજે. એમ તો આપણાથી કાંઈ જ કામ થઈ શકે નહિ. રણજીતનું ધારવું ખોટું નથી. આ પ્રદેશ નિર્જન છે. આટલે દૂર યોજેલી સભા તરફ સત્તાધીશો ધ્યાન પણ નહિ આપે. સભાનું કામકાજ શાંતિથી ખતમ થશે એમ મને તો લાગે છે. રાષ્ટ્રના જીવનમાં આજની સભા તો સાગરમાં એક બિંદુ સમાન છે. પરંતુ આપણે કોઈ ખાસ યોજના ઘડી કાઢવી જ જોઈએ. આપણે આપણો કાર્યક્રમ નક્કી કરી નાખવો જોઈએ."

"પંચ વર્ષીય કે દશ વર્ષીય યોજના." રાજેશ્વરીએ પૂરું કર્યું.

"રાજેશ્વરીના વિચારો હું જાણું છું. તેના વિચારો મારા જેવા જ છે. પરંતુ તમારો શો વિચાર છે? રણજીત! આજની સભા પછી કાલથી શું?"

"કલ્યાણ ભાઈ ખરું કહે છે. ભવિષ્યની યોજના આપણે અત્યારે જ ઘડી કાઢવી જોઈએ. સર્વ કાળમાં ટકી રહે એવું નૂતન હિંદ આપણે રચવું જ જોઈએ. ગરીબો અને ભૂખે મરતાં કરોડો પ્રજા જનો માટે જ આપણી યોજના હોવા જોઈએ. સંપૂર્ણતા સાધવાની એ પંચ વર્ષીય કે દશ વર્ષીય યોજના હોવી

જોઇએ. ચાલો, આપણે પેલી રેતીમાં બેસીએ." નવીન કાર્યની મહત્તા ઉકેલતાં રણજીતે ખુલાસો કર્યો.

રેતીના એ ઢગ પર સમૃદ્ધ ઝરણાં ફૂટી નીકળ્યાં હતાં. એની લીલી ટશરે નીલ વર્ણો ધ્વજ સમોવડી સમીર લહેરો ફરકી રહી હતી.

૪

"પણ રણજીત! સ્વરાજ્યનાં મૂલ્ય શાં?" બધાં એક ચિત્ત બની સાંભળવા બેઠાં એટલે કલ્યાણે ભાઇએ વાત છેડી. "પાંત્રીસ કરોડની વસ્તીમાંના એકે એક જણને પોતાની નૈસર્ગિક શક્તિઓનો વિકાસ સાધવાની તક ન મળે એવા સ્વરાજ્યની કિંમત શી? આપણે તો એવા સ્વરાજ્ય માટે પ્રયત્ન કરવો જોઇએ કે જેને પરિણામે દરેકના શ્રેષ્ઠ તત્વનો સંપૂર્ણ વિકાસ થાય. પરમેશ્વરની અનંત વિવિધતાને પૂરતી તક મળે. દરેક વ્યક્તિનું આંતર તેમ જ બાહ્ય જીવન સુધારવા પ્રયત્ન થઇ શકે. દરેકને પોતાની યોગ્યતા મુજબ કુદરત ફળ આપે. સાદા ને પવિત્ર જીવનની દરેકે દરેક માગણી પાર પડે. ત્યારે જ ભારત વર્ષની આ પવિત્ર ભૂમિ સત્ય રીતે સર્વાંશે પવિત્ર લેખાય. અત્યારે તો એ નામની જ પુણ્ય ભૂમિ તરીકે ગવાય છે."

"ખરી વાત છે. કલ્યાણ ભાઈ! પરંતુ એ મુક્તા ફૂલની વાડી આપણે મેળવીએ, મહારિપે ને તે માટે બલિદાન આપીએ."

"ઠીક કહ્યું, રણજીત!" આંસુ ભર્યાં વદને રાજેશ્વરી બોલી ઊઠી, "લંડનમાં પણ તમે આજ વાતનું રોજ સમર્થન કરતા હતા. હિંદનો પ્રશ્ન હિંદના ગરીબોનો જ છે. યુગાંતરોથી એમને જાણી જોઇને ગરીબાઈમાં સડતા રહેવા દેવામાં આવ્યા છે.

કૃપાળુ પ્રભુએ વિશાળ સમૂહ બળ હિંદને આપ્યું છે. પરંતુ પાનખરનાં પાનાં પેઠે તે સમૂહ બળને નાહક વેડફી મારવામાં આવે છે. એને પૂરતી તક ને પ્રેરણા મળવાં જોઇએ. ગજબ માનસ શક્તિનો ત્રાસ થતો એકદમ અટકી જવો જોઇએ."

"ત્યાં સુધી હિંદ જંપીને બેસશે જ નહિ. આપણા ધાર્મિક કે જાતિય મત મતાંતરો આપણા જીવનને જડ બનાવી રહ્યા છે. એટલું જ નથી. પણ મેદ વધારતા થોડાક શાહુકારો જ એમના પરિશ્રમનું ફળ ભોગવે છે. જે હાથ ક્ષેત્રોમાં કાદવ કીચડ ચૂંથે છે તેને માથે નાહક અનંત મજૂરી જં ઠોકાવે છે. પાકનાં સુવર્ણા ધન ધાન્ય તો માત્ર તેમના શાહુકારોની સંપત્તિ જ સમૃદ્ધ કરે છે. હજારો એકર કાળી જમીનમાં ઉગેલો કપાસ ચૂંટવામાં જે હાથ લોહિયાળ બની જાય છે તેમને પોતાના ગુલામી અવતારની શરમ ઢાંકવાને લૂગડાનો એક કકડો પણ મળતો નથી. ઘર આગળ ભૂખમરાથી ટળવળતાં છોકરાંનાં ઉભરતાં આંસુ વાળાં નયનો લૂછવાનું ચીથરું પણ તેમની પાસે હોતું નથી. બીજાને માટે પરસેવો પાડવાની આ પ્રથાથી કલ્યાણુ ભાઈ! છેક પુરાતન કાળથી ખેડૂત સહન કરતો આવ્યો છે. આપણા પુણ્ય પૂરની કડવાશ ઉભરી રહી છે. આપણે આંતરિક તેમ જ બાહ્ય સ્વાતંત્ર્ય ગુમાવી બેઠા છીએ."

રાજેશ્વરીનાં નયનમાં સહાનુભૂતિનાં વણબોલ્યાં વચનો ઉચ્ચારાતાં રણજીતે જોયાં.

"રણજીત! તારી વાત તદ્દન સાચી છે. આપણા હિમાલયનાં શૃંગો પેઠે આપણે અવાર નવાર મહા પુરુષો પ્રગટાવીએ છીએ." રણજીતના કલ્પના તરંગે રંગાઈ રાજેશ્વરીએ પોતાની વાત રજૂ કરી, "પરંતુ એકંદરે તો આપણે અજ્ઞાન કૂપમાં જ સબડિયે

છીએ. નજીકના ભવિષ્યમાં આપણો ઉદ્ધાર જણાતો જ નથી."

"આપણામાં ઉત્સાહ નથી. પ્રવૃત્તિ ભર્યું જીવન ને સહકાર ભરી ધગશ નથી. આપણું સમાજ જીવન ઉલ્લાસ ભર્યું થાય ને આપણો વ્યક્તિગત વિકાસ સધાય એવા સદ્ગુણો આપણે કેળવ્યા નથી. આ દુઃખી દેશમાં વૃદ્ધો ને યુવાનો વચ્ચે વિરોધનું વિશાળ અંતર છે. માતૃભૂમિની પૂજા માટે માળા તૈયાર કરવા પુષ્પને ગૂંથનાર દોરીનો જ અભાવ છે."

"ખરી વાત છે, કલ્યાણ ભાઈ!" રણજીત ઉત્સાહ ભેર બોલી ઊઠ્યો, "હું તમારા મતને મળતો જ છું. કર્મ કીર્તિ આગળ શબ્દ ખ્યાતિ કાંઈ જ વિસાતમાં નથી. નિઃસ્વાર્થ ભાવે આપણે કામ કર્યાં જ જવું જોઈએ. તો જ આપણે ગુમાવેલું સ્વમાન સંપાદન કરી શકીશું. આ જીવન કાળે પ્રજામાં ચેતન આવ્યું છે. એ ચેતન ઝરાનો આપણે સંપૂર્ણ ઉપયોગ કરી લેવો જોઈએ."

"હા, રણજીત! આપણું સ્વરાજ્ય એ રીતે જ રચાવું જોઈએ." ઉત્સાહ ભેર કલ્યાણે સહાનુભૂતિ દર્શાવી, "આપણે દલાલો સર્જવા નથી માગતા. કરોડોના જીવનથી રમત રમે એવા આગેવાનોની પણ આપણને જરૂર નથી."

"એટલે કલ્યાણ ભાઈ! લોકતંત્ર એમ સહેલાઈથી મળી જશે એમ તમને લાગે છે?"

"ચોક્કસ મળશે. એ દૃષ્ટિએ સહેલાઈથી મળશે. રાષ્ટ્રનું સ્વાતંત્ર્ય સમુદ્રની ભરતી જેવું છે. એક વાર જુવાળ આવ્યો કે કિનારાના ગમે તેવા બંધ એની આગળ ટકી શકવાના નથી. એ પ્રલય પૂર કોઈનાં ય રોક્યાં રોકાવાનાં નથી."

"પરંતુ કલ્યાણ ભાઈ! અસંતોષના આ પૂરમાંથી એ ચેતના પ્રગટશે એમ તમે માનો છો?"

"આવી શંકા જ શા માટે? રણજીત! ઉછળતાં તરંગોનો હૃદય કંપ નિહાળો ને સાગરના પેટાળની શાંતિ તપાસો. આ ભરતી આવે છે તે જ સ્વરાજ્ય છે."

"પરંતુ પવન સાનુકૂળ હોય તો જ."

"સાનુકુળ જ છે. માત્ર આપણા આગેવાનોએ તૈયાર રહેવાની જરૂર છે. આપણા સેનાધ્યક્ષોએ સાવધ રહેવું જોઈએ. માર્ગમાં આવતા શિલા ખંડોથી બચી સફર સફળ કરવા આપણા સુકાનીઓએ સાવધાન થવું જોઇએ. રણજીત! આ પ્રશ્ન અજોડ છે. તત્ત્વમાં, કદમાં ને બીજી અનેક રીતે અદ્વિતીય છે. આપણો દેશ ભરત ખંડ તરીકે ઓળખાય છે. એવા મોટા પ્રદેશને આપણે એક કરવા મથીએ છીએ. આખા યુરોપનાં જુદાં જુદાં મહા રાજ્યો એક બને એ પ્રશ્ન જેટલો વિકટ છે તેટલો જ હિંદનો પ્રશ્ન ગહન છે. વિવિધ કોમોનાં ઝરણાં દ્વારા જે કાંઈ જુદે જુદે સ્થળે પ્રાપ્ત કરવાનું છે તે સર્વ ભેગું મળીને જ એક વિશાળ પ્રવાહ પ્રગટાવશે. દરેક વ્યક્તિ એક બીજાના જીવન ને આનંદમાં રસ લેતાં થશે. પરંતુ ભારતવર્ષના આ એક ચક્રી સામ્રાજ્યનાં શમણાં સાચાં પાડવા રાજનીતિને પણ સમુદ્ર મૂર્તિ બનવું પડશે."

"સમુદ્ર મૂર્તિ બનવું એટલે શું? કલ્યાણ ભાઈ! એ તો કાવ્યનો અલંકાર થયો. એમાં તો અનેક અર્થો શમાવી શકાય."

"સાદામાં સાદો અર્થ કરીએ તો ઉચ્ચ દિશા તરફનો

પલટો. તાત્વિક ફેરફાર. અત્યારે આપણી રાજનીતિ લાકડા જેવી જડ છે. આપણી પ્રવૃત્તિના હેતુઓને આધ્યાત્મિક બનાવવા જોઇએ. શ્રીમંતને વધુ શ્રીમંત બનાવતી ને ગરીબોને ગરીબાઈની ગર્તામાં ધકેલતી આપણી પુરાણી પ્રથાને તોડી પાડવી પડશે. આપણે મૂળમાંથી ઉખેડી નાંખવી પડશે. રાષ્ટ્રની શક્તિને નવે જ ચીલે વાળવી પડશે. જેથી દરેક વૃક્ષ ને છોડને સરખું પોષણ મળે, દરેકને પોતાની જરૂરિયાત પ્રમાણે કુદરતના આશીર્વાદનો લાભ મળે; દરેક યથા યોગ્ય રીતે પ્રફુલ્લે ને પાંગરે."

"કલ્યાણ ભાઈ! તમે પણ રણજીત પેઠે બોલવા લાગ્યા. આ તે પેલા સ્વપ્નનું પરિણામ કે રણજીતની વાગ્ધારાની અસર? બોલાયલા શબ્દો જેવું જ આ બધું સુરમ્ય ભાસે છે. પરંતુ એ બધું કરણીમાં કેવી રીતે ઉતારશો?" પાંખાળા શબ્દોની કલ્પના વચ્ચે રાજેશ્વરીએ વ્યવહારુ પથરો મૂક્યો.

"જો હું બરાબર સમજ્યો હોઉં તો કલ્યાણ ભાઈની વાત દાખલો આપી સ્પષ્ટ કરું. નાનાં મોટાં હજારો ચક્રો ફરે છે. દરેક પોતપોતાના સામર્થ્યદ્વારા શક્તિ પેદા કરે છે. એ શક્તિને એક કેન્દ્રે એકઠી કરવા ચામડાનો પટો વાપરવામાં આવે છે. એને પરિણામે સુંદર વણાટકામ થાય છે. રાજનીતિ એટલે એ વિવિધ બળોને એકત્રિત કરનાર પટો. સામાજિક જીવનની સુંદર રચના એ ગૂંથે છે."

"રણજીત તો નાહક ગૂંચવણ ઊભી કરે છે." રાજેશ્વરીના મનનું સમાધાન થયું નહિ.

પરંતુ કલ્યાણ એની કુમકે આવ્યો, "રણજીત ખરું કહે છે. રાજેશ્વરી! હું પણ એ જ કહેવા માગું છું. રાજનીતિ

ફક્ત શક્તિ વાહક મધ્યસ્થ સાધન છે. કોઈ પણ કારખાનાનો પટો જ એકલો નકામો પડે છે તેમ રાજનીતિ પણ એકલી નકામી છે. પરંતુ વ્યવહારુ જીવનમાં રાજનીતિ જડ નથી: પ્રવૃત્તિમય છે. તત્ત્વ ને પ્રેરણા વાળા સજીવ મનુષ્યો થોડાંક હોય છે. એ લોકો સમસ્ત દેશ માટે જે શક્તિ ઉત્પન્ન કરે છે, તે પોતાનો સ્વાર્થ સાધવામાં વેડફી મારે છે. જ્યાં ખાસ જરૂર છે ત્યાં એ સંજીવની શક્તિને પહોંચવાનો પણ અવકાશ મળતો નથી."

"તો પછી તમે એક સંપૂર્ણ યોજના કેમ ઘડી કાઢતા નથી? આપણે તુરત જ એનો અમલ કરીએ. રણજીતની આજની સભા પતી જાય કે કાલ સવારથી એ યોજનાની શરૂઆત કરીએ." રાજેશ્વરીએ સહૃદયતા દાખવી.

"આદર્શ નીતિની યોજના ઘડી કાઢવી એ તો જગતમાં સહેલામાં સહેલી ચીજ છે. છેક પ્લેટોના વખતથી ઘણા ય તત્વ ચિંતકોએ એ દિશામાં હાથ લંબાવ્યો છે પરંતુ એવી યોજનાઓ અમલમાં મૂકવા તમારી પાસે યોગ્ય માણસો જોઈએ. તેમની મારફતે આપણા આદર્શો આપણે વ્યવહારમાં ઉતારીએ. એટલે સુધી કે એ આદર્શો જ આપણું જીવન બની જાય. એવા સંન્યાસીઓનો આપણે એક સંઘ ઊભો કરવો જોઈએ. એમને મન દયા, સેવા ભાવના ને નિઃસ્વાર્થપણું કેવળ નૈસર્ગિક જ હોવાં જોઈએ. પુષ્પ પરાગ પમરે તેમ એમનાં કૃત્યો ચોમેર પમરી રહેવાં જોઈએ. પોતાના ગામને નવજીવન અર્પવા તેમણે પ્રથમ પ્રયત્ન કરવો જોઈએ. લોકોને પ્રથમ આરોગ્ય ભર્યું જીવન જીવતાં શીખવવું જોઈએ."

"કલ્યાણ ભાઈ પેઠે." સરસ્વતીએ સત્ય ઉચ્ચાર્યું.

"તમે તો કલ્યાણ ભાઈ! જાણે સ્વરાજ્ય મળી ગયું હોય

એવી જ વાતો કરો છો. જાણે તમારા હાથની હથેળી પર સ્વરાજ્ય રમતું ન હોય!" રાજેશ્વરીને શંકા થઈ.

"ત્યારે સ્વરાજ્ય ક્યાં છે? રાજેશ્વરી! સ્વરાજ્ય આપણાથી દૂર નથી. આપણી પાસે જ છે. આપણા અંતરમાં જ સ્વરાજ્ય વિરાજે છે."

"આ તો શાબ્દિક ફિલસૂફીની મોહક વાતો થઈ."

"નહિ. હિંસાને શમાવનાર, હિંસા પર વિજય મેળવનાર જગતભરમાં એક જ મહા શક્તિ છે ને તે અહિંસા. પાણી જ અગ્નિને શાંત પાડી શકે. શાંતિ જ યુદ્ધ નિવારી શકે. યુદ્ધથી યુદ્ધ કદી જ શમે નહિ. એથી તો હિંસાનો રોષ ઊલટો જડ ઘાલે. ઊંડો ને ઊંડો ઉતરે. શરીરને વાગેલો નજીવો કાંટો પણ હિંસાથી ઊંડો જ જાય."

"ત્યારે તો કલ્યાણ ભાઈ! તમારા કહેવા મુજબ જીવનનું દૃષ્ટિ બિંદુ મૂળથી જ પલટાઈ જવું જોઈએ. તો જ તમારાં શમણાં સાચાં પડે. દરેક જણમાં એવી જ ભાવના પ્રગટવી જોઈએ કે એના પાડોશીમાં ને એના પોતાનામાં કાંઈ જ ફેર નથી. આત્માનો એ આત્મીય છે. આત્મપ્રેમ ને વિશ્વ પ્રેમ એક જ છે." રણજીતે વિચાર કરી પોતાની સમજણ સ્પષ્ટ કરી, "આજ બબ્બે હજાર વર્ષો થયાં દરેક ધર્મ એનું એ જ શીખવી રહ્યો છે. ખ્રિસ્તી ધર્મે તો એ ભાવનાનો સૌથી વધારે પ્રચાર કર્યો છે. પરંતુ એનો અમલ ઓછામાં ઓછો થયો છે. તેથી જ પરિણામ આવું શુષ્ક આવ્યું છે. તેથી જ પશ્ચિમ અત્યારે તિરસ્કાર ને તકરારના વંટોળમાં ફસાઈ ગયું છે."

"આપણા દેશની સૌથી સારી સેવા તો એક આદર્શ

ગામડું ઊભું કરી, તેને ખરેખર આદર્શ બનાવી બતાવી શકાય." અત્યાર સુધી સરસ્વતી શાંતિથી વાર્તાલાપ સાંભળી રહી હતી તે બોલી, "આપણા દેશમાં સંન્યાસી સંઘ તો છે જ. એટલે બીજી વાત કરવાને બદલે પાંચ વર્ષ એ જ કાર્યમાં લાગી જઇએ તો કેવું? કલ્યાણ ભાઈ! એક ગામડાને સંપૂર્ણ જીવન જીવતું કરી નાખીએ. એવી એક પંચ વર્ષીય યોજના તમે વિચારી કાઢો. એવું જ એક વૃક્ષ નવપલ્લવિત થાય તો એવાં અનેક સરજાવતાં વાર નહિ લાગે. એને માટે જોઇતી વાટ જોવાનું પણ કપરું નહિ લાગે. આજની સભા તો ભરાશે ને વિખરાશે. અંધ પલ્લિકાના રાતા પુષ્પની પેઠે સાંજના પાંચ વાગે એ ખીલશે ને ૭ વાગે કરમાશે."

સરસ્વતીના સ્વરમાં જ્યોતિ રેખા ચમકતી. વિચિત્ર વિષાદ છાયા પણ એને ઘેરી વળતી જણાતી. મૂળજીભાઈ મૂંગા મૂંગા સાંભળતા હતા. તેમને પણ આ વાતની જ લગની લાગી.

"તો કલ્યાણ ભાઈ! મારા ગામથી જ શરૂઆત કરો. આજથી એ તમારું જ છે એમ સમજો." મૂળજીભાઈ મુખીએ પોતાનું સમસ્ત કલ્યાણ ને સરસ્વતીને ચરણે ધર્યું.

"મૂળજીભાઈ! પરમેશ્વર તમારું ભલું કરો. અર્વાચીન હિંદમાં તમારો આત્મત્યાગ અનેરો છે. ચાલો, આપણે એક યોજના ઘડી કાઢીએ. વિજ્ઞાનની દરેક વિશેષતાઓ, ફિલસૂફીના પ્રત્યેક વિચારો, ધર્મના દરેક આશીર્વાદો ને કલા ને સાહિત્યનો રસથાળ ત્યાં પ્રગટાવીએ. મનુષ્યના દેવ બનાવીએ. એક એક કુટિર વાસી એ ભાવના સમજે. દરેક જણ એ ભાવના સમજે. દરેક વ્યક્તિ એ આદર્શ સ્વપ્ન જીવનમાં ઉતારે ને એના વ્યવહારુ આનંદ લૂંટે. સાચા લોક તંત્રમાં હિંદનું દરેક ગામડું સ્વતંત્ર,

સ્વાયત્ત ને સંપૂર્ણ હશે. પુષ્પનો પરાગ વહેતો દરેક પરમાણુ સ્વતઃ સંપૂર્ણ હોય છે તેમ. જગતની અતુલ સંપત્તિ એમાં જ શમાઈ જશે."

"અત્યારની વિષમ પરિસ્થિતિને ઉવેખી આપણે આવું આદર્શ ગામડું ન સર્જાવી શકીએ? કલ્યાણ ભાઈ!" રાજેશ્વરીએ દિલની વાત જાહેર કરી.

"જરૂર સર્જાવીએ. રાજેશ્વરી! આપણે એ જ પ્રયત્ન કરી જોવાનો છે. ઉચ્ચ વિચારો ધરાવતા સેવક સંઘની માત્ર આપણને જરૂર છે. એમાંની એક એક વ્યક્તિ પવિત્ર ને નિસ્વાર્થી હોવી જોઈએ. દરેકને શારીરિક ને માનસિક સંયમ જાળવતાં આવડવો જોઈએ. સરખી માળાના જાણે મજબૂત અંકોડા. ત્યારે જ આપણે અત્યારની પરિસ્થિતિને ઉવેખી શકીએ. ત્યારે જ આપણાં બંધનો નરમ પડે ને આપણે આત્મીય ને સાર્વજનિક મુક્તિના પંથે પરવરીએ. ત્યારે જ અપવિત્રતા પર મંડાયલા ખોટા દમામો ખરી પડે. એ આદર્શ કાર્ય માટે આપણે એવો તો સેવા સંઘ જમાવવો પડશે કે તેનો એક પણ સભ્ય દલાલ બની શિર સાટે પણ પોતાનો અમૂલ્ય વારસો વેડફી મારે નહિ."

"કલ્યાણ ભાઈ! તમે તો અંતિમ આદર્શની વાત કરવા લાગ્યા. એ પરિસ્થિતિમાં તો કોઈને બીજા માટે તંત્ર સાચવવું પણ નહિ પડે. સર્વ રાજતંત્રો નિરર્થક લાગશે."

"એમ જ રાજેશ્વરિ! દરેક પ્રવૃત્તિનો મૂળ પાયો એ જ છે કે મનુષ્ય પ્રવૃત્તિમાંથી નિવૃત્ત બને. જીવનનું અંતિમ ધ્યેય પણ મોક્ષ છે. એ જ મનુષ્ય માત્રનું આધ્યાત્મિક કેન્દ્ર. એ

સિવાય આપણી સામાજિક, રાજકિય, આર્થિક વગેરે તમામ પ્રવૃત્તિઓ વેડફાઈ જતી જણાશે, નુકસાન કર્તા નીવડશે; કારણ કે વાણીમાં રસ રહેશે નહિ: જીવનમાં કસ જણાશે નહિ."

"ખરી વાત. કલ્યાણ ભાઈ!" સરસ્વતી બોલી. રણજીત ને રાજેશ્વરીએ સંમતિ દાખવી. કલ્યાણ આંગળીથી જમીન ખોતરી રહ્યો.

"રાજેશ્વરી! દરેક પવિત્ર ને ઉમદા કાર્ય માટે એક જ માર્ગ છે. આ સ્થળે એક વાર તેં જ એ વાત ઉચ્ચારી હતી. આપણું ધ્યેય બ્રહ્મચર્યથી જ પાર પડશે. જીતેન્દ્રિય ને પવિત્ર થયા વગર માનસિક લાયકાત મેળવાતી નથી. ત્યાં સુધી કોઈ પણ મહદ્ કાર્ય ઉપાડવું ઉચિત નથી. આ જીતેંદ્રિયપણાથી ને મનુષ્ય શક્તિનો દૈવી પ્રકાશ પામવાથી આત્મજ્ઞાન પ્રાપ્ત થશે. બુદ્ધિવાદનાં ફળ તો એની આગળ બાળકના રમકડાં સમોવડાં લેખાશે. ધ્યેય સિદ્ધિ ન થાય ત્યાં સુધી આપણે સોગંદ લઈએ. રણજીત ને રાજેશ્વરી! સરસ્વતી તો એથી પર છે. એને કાંઈ જ કહેવાની જરૂર નથી. મૃણાલભાઈ ને કિશોરિ! તમારાં જીવન પણ મને એક જણાય છે. પણ ધ્યેય સિદ્ધિ સુધી એ એકતા જગતને જણાવવા અધીરાં ન થશો. પ્રભુ તમારે પડખે છે. આપણે આપણું કર્તવ્ય બજાવીએ. ફળની ચિંતા સર્જનહારને જ સોંપીએ."

એક ક્ષણ ભર અજબ શાંતિ પથરાઈ. આખું ય વૃંદ ગંભીર વિચારમાં દટાઈ ગયું.

ઓટ શરૂ થઈ ચૂકી હતી. સમુદ્રનાં પાણી ઉતરતાં થયાં હતાં. પેલું રાજસી ઢીમચું પણ કિનારા તરફ ખેંચાઈ આવ્યું હતું. નાનકડા સમુદ્ર તરંગો તેને આમ તેમ ડોલાવી રહ્યાં હતાં.

પૂનાજી દરિયા કિનારે દોડતો આવ્યો. દૂરથી પણ સમજાતું હતું કે કોઈ ગંભીર બીના હોવી જોઇએ. ભારે રેતી પર તેને આમ દોડતો આવતો જોઈ કોઈ પણ એમ કલ્પી શકે.

૫

"સાહેબ! સાહેબ! ત્રણસો હથિયારબંધ ઘોડેસ્વારો આવી પહોંચ્યા છે. આપણી વસ્તુઓને ઊંચકી કિલ્લા બહાર ફેંકી દેવામાં આવી છે. અત્યારે એ તાપમાં શેકાય છે. આપણી સભા પર એ લોકો પ્રતિબંધ મૂકશે એમ સંભળાય છે."

"બીજું કાંઈ? પૂનાજી!" કલ્યાણે પૂછ્યું. અમદાવાદ સ્ટેશને થર્ડ કલાસની ટિકિટ બારી આગળ જે અનુભવ થયો હતો તેવી જ ભાવના રણજીતે અત્યારે પણ અનુભવી.

"જિલ્લાના ગામે ગામથી હજારો માણસો આવી ચૂક્યાં છે. આપણા મુખીનાં માણસો પણ સુંદર સરંજામ સજી આવી ગયા છે. પાંચસોની એ ટુકડી શુદ્ધ ખાદીમાં સજ્જ થઈ છે. નંદુ ને કરણે તેમની સરદારી લીધી છે."

"મને તો આ સર્વમાં ભય દેખાય છે. શાંત કામકાજ જેવું કશું જ નહિ. રણજીત!" સરસ્વતી દબાયલા સ્વરે બોલી.

"હું બધું જ સંભાળી લઈશ. પોલીસની પાઘડીઓની મને પરવા નથી. સરસ્વતી! તું એની ચિંતા ન કરીશ. ખૂબ જ શાંતિથી હું આખી ય ઘટના પાર ઉતારીશ. પોલીસને પણ દરિયા કિનારાની હવા ખાવાનો શોખ થયો હશે. મેં તક આપી તેથી તેઓ મારો આભાર માનશે."

મુખી છેડાઈ પડ્યા. પરંતુ કલ્યાણે તેમને શાંત પાડ્યા. ભારે હૈયે આખી યે ટુકડી તુરત જ છૂટી પડી. દરેકના વદન પર ચિંતા રેખાઓ સ્પષ્ટ હતી.

કલ્યાણે ચોમેર જોયું. દરિયા તરફ પણ એની દૃષ્ટિ ઘડીક થંભી. ધોમધખતા સૂર્યના પ્રકાશમાં જલધિ તરંગો ચમકી રહ્યાં હતાં. પેલા લાકડાના ભારે ઢીમચાને કિનારા નજીક આસાનીથી તરતું જોઈ તે આશ્ચર્ય પામ્યો. ઊર્મિ તરંગો પ્રમાણે તે ચઢતું ને ઉતરતું હતું: જાણે રણજીતની સભામાં કોઈ પણ હિસાબે હાજરી આપવાનો એણે નિર્ણય ન કર્યો હોય.

# ૧૫

## આંસુની પળ

૧

કિલ્લાના દરવાજે એક પહેરેગીર ખુલ્લી બેયૉનેટ સાથે પહેરો ભરતો હતો. અનેક વર્ષોના વૈધવ્ય પછી એ પુરાતન વલંદાની કોઠીનો જાણે ફરી લગ્ન દિવસ ઉગ્યો હતો.

કિલ્લાના દિવાનખાનામાં ડિસ્ટ્રીક્ટ સુપરિન્ટેન્ડેન્ટ ઑફ પોલીસ એક વિરામાસન પર પડ્યા હતા. આણંદથી ખાડાખૈયાવાળા સાઠ માઈલના રેતાળ રસ્તામાં ફૉર્ડના ખટારામાં ચાલુ મુસાફરી કરવાથી એ થાકીને લોથ બની ગયા હતા. બીજા ડેપ્યુટીઓ, ઇન્સ્પેકટરો ને ચારે તાલુકાના સબઈન્સ્પેકટરો એની ચોમેર શ્વાસ રોકી ઊભા હતા. લાગ ફાવ્યે ધીમી ધીમી ગુસપુસ કરી રહ્યા હતા.

ખાન બહાદુર અમીર મીયાં સાહેબ પણ પોતાની રૂપેરી દાઢી ને બાજ જેવા વદન મંડળ સાથે ત્યાં ખડા હતા. ઔરંગઝેબના સમયમાં જીંજીરાના ઘેરામાં મધ્ય એશિયાના એક વીર સરદારે ખૂબ જ પરાક્રમ દાખવેલું ને જાગીર મેળવેલી. તેના એ સીધા વારસ હતા.

રાવ બહાદુર મઝમુદાર પણ ત્યાં હતા. એમનાં નિર્દોષ

બ્રાહ્મણત્વ દાખવતાં અંગોપાંગો પોલીસ શિસ્તથી ને ગ્રીવાની પ્રખર ગરમીથી સહજ શામળાં પડયાં હતાં. સરકારનું લુણ હલાલ કરવા તે પ્રતિપળે તૈયાર ઊભા હતા. હુકમ થતાં ગમે તેવો શ્રમ ઊઠાવતાં પાછી પાની કરે તેમ નહોતા.

રાવ સાહેબ રતનલાલ દેસાઈ પણ ત્યાં આવી પહોંચ્યા હતા. તે યુવાન હતા. લક્ષ્મીનંદન હોઈ ચમકદાર આંખો ધરાવતા. એમની સુંદર વળાંક લેતી મૂછ મહીસાગર કિનારે વગર મહેનતે કિનારો ભેદતી ઊર્મિ માળાને બાળતી દરો પેઠે વગર પરિશ્રમે ખીલી ઊઠી હતી. રાવ સાહેબ નોકર શાહીનો ઉમદા પરિપાક હતા. સામાન્ય સિપાઈ તરીકે એ પોલીસની નોકરીમાં દાખલ થયા હતા. પરંતુ નવા બંધારણની ચૂંટણીમાં એમના બનેવી વિકાસ ખાતાના પ્રધાન બન્યા, એટલે એ ફાવી ગયા હતા. વિશાળ રાજ માર્ગને પડખે રોપેલા આમ્ર તરુ પેઠે એ સાદા સિપાઈમાંથી એકદમ સુપરિન્ટેન્ડન્ટ બની શકયા હતા ને ગયા નવા વર્ષના દિવસે જ એમને રાવ સાહેબનો ઈલ્કાબ બક્ષવામાં આવ્યો હતો.

ખાન બહાદુર અમીર મીયાં સાહેબ પોતાના કુળ ઉપર જ મુસ્તાક હતા. જંજીરાના ઘેરામાં એમના સાહસિક વડવાએ ચિર સ્મરણીય પરાક્રમ દાખવેલું. તેનું પુણ્ય પરવરવાને હજી ઘણી યે વાર છે એમ તે માનતા. વળી મુસ્લીમ હોવાનો એમને ઘણો જ લાભ હતો. પ્રભાત સૂર્ય પેઠે એમનો ક્રમિક ઉદય ચોક્કસ હતો. હવે પછી ખાલી પડતી જગામાં એ ડી. એસ. પી. બની જશે, એવી ચોક્કસ વકી હતી.

મઝમુદાર જેવા બ્રાહ્મણની તો દરેક જીવન કેડીમાં જરૂર પડવાની જ. એમણે પોતાના માલિકો માટે એવી તો સુંદર

સેવાઓ બજાવેલી કે એ નિસરણીને છેલ્લે પગથિયે પડી રહે એવો સંભવ જ નહોતો. સરકાર એટલી બેપરવા રહી શકે જ નહિ.

૨

“ શું ધારો છો ? ખાન બહાદુર સાહેબ ? પેલા મુખીએ આખો તાલુકો સર કર્યો જણાય છે. મુરખ છે મુરખ. આટલાં માણસો ભેગાં કરવાની જરૂર જ ક્યાં હતી ? રણજીતને ગુજરાતી બોલતાં જ ક્યાં આવડે છે ? મને ખબર મળી છે તે પ્રમાણે એ અંગ્રેજીમાં જ ભાષણ મારવાનો છે. આ ટોળામાંથી કેટલા અંગ્રેજી સમજશે ? બાર માણસો સમજે તો ય નસીબ. ” ડી. એસ. પી. એ પોતાની લૂલી છૂટથી હલાવી. હમણાં જ સુંદર નાસ્તો લઈ એ પરવાર્યા હતા. બોરસદ તાલુકો સુંદર કેરી માટે વિખ્યાત છે.

“ એ તો બધો દેખાવ છે દેખાવ. સાહેબ ! એમનું કશું યે વળવાનું નથી. આપણે આ સભાની પરવા જ કરવી જોઈતી નહોતી, ખાસ કરીને આપે તો છેક આણંદથી આવી કપરી મુસાફરી કરવાની કાંઈ જ જરૂર નહોતી. હું એકલો જ બધું નભાવી લેત. અરે ! મારી વાત ક્યાં ? આપણો હેડ કૉન્સ્ટેબલ ત્રિભુવન કહે છે કે અર્ધો ડઝન સિપાઈઓ પડખે રાખીને પોતે જ આખો ય પ્રસંગ પાર પાડત. ” ખાન બહાદુરે ભાગ્યા તૂટયા અંગ્રેજીમાં સુંદર રજુઆત કરી ને એમના વ્યવહારિક દષ્ટિબિંદુની ડી. એસ. પી. પર સારી છાપ પડી હોય તેમ જણાયું.

“ હું ખાન બહાદુર સાહેબના મતને મળતો થઈ શકતો નથી.”

જિલ્લાની આગેવાની માટેના હરિફ સામે રાવ બહાદુર મઝમુદારે પડકાર કર્યો, "હું તો સાહેબ! આ તાલુકામાં જ ઉછર્યો છું. આ જંગલી લોકોને હું બરાબર ઓળખું છું. જૂના વખતમાં પણ એમનો ત્રાસ ઓછો નહોતો. મુખી આમ ગામડિયા જેવો લાગે છે પણ એને છાપરે ચઢાવવામાં આવે તો બહુ જ જબરો માણસ છે. આ જંગલી લોકો પર એની ધાક પણ જબરી છે. એનું વચન એ જ કાયદો છે. ગયા અઠવાડિયામાં જ તેમણે વીસ હજાર ખાંડી અનાજ એક ઘડીના છઠ્ઠા ભાગમાં લૂંટયું હતું. એમની પોતાની જ વખાર તોડી પાડી હતી. આપે આ બધી તૈયારી કરી તે ઘણું જ સારું કર્યું છે. ગોરા લશ્કરની પણ જરૂર તો હતી જ."

"હું પણ મિસ્ટર મઝમુદાર! તમારા મતને મળતો થાઉં છું. ખાન બહાદુર! રાવ બહાદુર આ પ્રદેશના જૂના જોગી છે, હોં!" ડી. એસ. પી. એ રાવ બહાદુરને જરાક ચઢાવ્યા ને પછી ખડખડાટ હસી પડયા.

રાવ સાહેબ રતનલાલ દેસાઈ આ અણીની પળે ખાસ પરાક્રમ દાખવી શકયા નહિ. એમનું સ્થાનિક જ્ઞાન ઝાઝું નહોતું. એમનું ભાષા જ્ઞાન પણ અધુરું હતું. પણ કુદરત દરેક ઉણપને પહોંચી વળે છે. પેલીસનો બધો જ રોષ ઠાલવી એમણે ડોળા કાઢયા. મૂછને વળ દીધો ને પોતે હિંમતનાં ખાં ન હોય તેમ આંકડા ચડાવી ખોંખારો ખાધો. જીવન સંગ્રામમાં એ સ્વપરાક્રમે જ ઝઝૂમતા. એમનાં ચક્ષુમાંથી અંગાર ઝર્યા. જાણે એ પ્રલયાનલે આખા ય કડાણા બંદરનો એક ક્ષણમાં જ વિનાશ થઈ જશે.

"*છતાં ય ખાન બહાદુર!*" ડી. એસ. પી. એ પોતાના છેવટના હુકમો છોડવા માંડયા, "આપણે જોઈતી તમામ તૈયારીઓ

રાખી છે, એટલે મામલો કાબૂમાં રહે એટલું જ આપણે જોવાનું છે. કાંઈ અણધાર્યું ન બને એટલે ગંગા નાહ્યા. મઝમુદાર સાહેબ કહે છે કે આ માણસો જંગલી ને જડ જેવા છે. મુખીને બિચારાને તો હું ઘણી જ સારી રીતે ઓળખું છું. આ ઝઘડામાં એ ક્યાંથી ફસાયો એ જ મને તો સમજાતું નથી. એકસો ચુવાલીસમી કલમ પ્રમાણે સભાબંધીના હુકમો તો છોડ્યા છે જ. વળી આ વિભાગના મેજીસ્ટ્રેટ પણ અર્ધા કલાકમાં અહીં આવી પહોંચશે જ. આજ સવારે જ તમે ભૂલ કરી. તમે આવ્યા કે તુરત જ આ બધાં ટોળાંને વિખેરી નાંખવું હતું. બૈરાં છોકરાં તમારો ધાંટો સાંભળતાં જ રવાના થઈ જાત. હવે ઉલટી આપણી મુશ્કેલી વધી. ટોળું પણ ઘણું મોટું થઈ ગયું."

"આજ સવારે જ મેં એવી સૂચના ખાન બહાદુરને કરી હતી." મિસ્ટર મઝમુદારે મમરો મૂક્યો.

ખાન બહાદુર કરડી નજરે એના તરફ જોઈ રહ્યા.

"ચાલો. આપણે જઈએ. ગામના દરવાજે પોલીસની એક ટુકડી ગોઠવી દો. વધારે માણસોને આવતાં જ રોકો. કોલાહલ વધે નહિ તે માટે ચાંપતા ઇલાજો લેવા જ જોઈએ. ખાન બહાદુર! હું તો થાકીને લોથ થઈ ગયો છું. મારે જરા આરામ લેવાની જરૂર છે. સભા પાંચ વાગે છે. એ સભા મળશે જ નહિ એમ હું તો માનું છું. રણજીત હુકમોનો અનાદર નહિ જ કરે. આપણને કાયદેસર પગલાં લેવાની એ ફરજ નહિ જ પાડે."

"ઠીક સાહેબ! વિગતવાર ચોકસાઈ રાખીશું. તમે આરામ કરો. આપને ખુબ જ અથડામણ થયેલી છે." રાવ બહાદુર

મઝમુદારે માખણિયા શબ્દોમાં કહેવા માંડયું. એ પણ ખાન બહાદુરની ગ્રેઈડમાં જ હતા. ડી. એસ. પી. તરીકે તક મળે તો કામચલાઉ કામગિરી બજાવવાના ઉમેદવાર હતા.

ખાન બહાદુરે ડી. એસ. પી. નું જ અનુકરણ કર્યું ને જરા આડા થવા વિદાય લીધી. એમણે પણ જરા ઠીક ઠીક નાસ્તો લીધો હતો. એનું ઘેન ચઢ્યા વિના રહ્યું નહિ.

બિચારા મઝમુદાર! આખો ય ભાર એમના પર આવી પડ્યો. ખાન બહાદુર ડેપ્યુટી હતા છતાં ય પોતે જ જાતે ડેપ્યુટી ન હોય એમ બધી યે જવાબદારી જાણે પોતાના પર આવી પડી ન હોય તેમ એમણે માની લીધું. પરંતુ એમણે એ જવાબદારીને વધાવી લીધી તેથી એ પોતાની ઉચ્ચ વ્યવસ્થા શક્તિનો પરચો આપી શકશે એમ તેમને લાગ્યું. શકય ને અશકય તમામ સંભાવનાઓનો તેમણે વિચાર કરી લીધો. દરેક પ્રસંગે કેમ કામ લેવું તેનો વિચાર કરી રાખ્યો.

સભાના ભાષણ માટે વાટ જોતા આળસુ ટોળામાં એમની હિલચાલથી રોષ વધતો જ ગયો. નંદુ, મકન ને કાભાઈ; ઈશ્વર, કાલુ ને ઈંદરજીઃ પોતપોતાનો સપાટો બતાવવા તલસી રહ્યા. એક જૂના મકાનમાં પડેલાં રોડાં પર તેમની નજર ઠરી રહી. આજ વર્ષો થયાં એ ઇંટોના ટુકડા ત્યાં અણવપરાયલા પડ્યા હતા.

“પૂનાજી! આપણી આ સીધી સાદી ગામડિયા સભા માટે આટલું મોટું પોલીસનું ધાડું શું કામ આવ્યું છે? ચમકતી બેયોનેટો ને ભરેલી બંદૂકો સાથે ત્રણસો પોલીસોની અહીં જરૂર શી પડી છે? આ બધું ધાંધલ શા માટે? તું તો શહેરમાં રહેલો છે એટલે આ બધી વાતો સમજી શકે. ખાલી ધમકી છે કે બીજું કાંઈ? આપણા બધા ઉપર કાંઈ આફત

તો નહિ આવી પડે ને ? રણજીત આપણને ચાલુ બનાવોની માહિતી આપે એમાં સરકારના બાપનું શું જાય છે ? " કિશોરીએ ખુબ જ નિર્દોષતાથી ને રમતિયાળ રીતે પૂનાજીને પૂછ્યું.

પરંતુ પૂનાજીનું દિલ ઘણું જ અસ્થિર બન્યું હતું. તે આખો દિવસ આમ તેમ ભટક્યો હતો. અત્યારે તે ખૂબ જ થાકી ગયો હતો.

" કિશોરિ ! તારી બીક ખોટી નથી. મને પણ કાંઈ નવા જૂની થશે જ એમ લાગે છે. મુખીના બધા જ માણસો આકળા છે. એમના શરીરને જરા પણ આંગળી અડકાડવામાં આવી કે આ ત્રણસો સીપાઈઓને પણ આ ટોળું કાબૂમાં રાખવું ભારે પડી જશે. નંદુ, મકન ને કાભાઈ જેવાઓને રોડાં ફેંકતાં કોણ અટકાવશે ? કઠાણાનાં ખંડિયેર મકાનોમાં એવાં શસ્ત્રોની કાંઈ જ ખોટ નથી. પછી શું પરિણામ આવશે તેની તને ખબર નથી. કિશોરિ ! આ પોલીસો ગોળીબાર કરશે. રોડાંનો જવાબ ગોળીથી મળશે ને મહીસાગર રક્ત ધારાથી ઉભરાશે. "

કિશોરિ એ કલ્પના તરંગે કંપી ઊઠી : જાણે એકાદ ક્ષણમાં તે બેભાન થઈ જશે એમ લાગ્યું.

" પૂનાજી ! આપણા મિત્રો ને વડીલો માથે પણ આફત આવી પડશે એમ તમે ધારો છો ?"

" હા. કિશોરિ ! મને એવો પાકો વહેમ છે. ના. મને એની ખાત્રી જ છે. આજ સવારે જે બનાવો બન્યા છે તે તદ્દન અણધાર્યા બન્યા છે. એક ભયંકર ધડાકા માટે દારૂ ગોળો ભેગો

થતો જાય છે ને તે પણ ખૂબ જ ઝડપથી. અર્ધા કલાક પછી તો કિશોરિ ! આપણે અહીંથી ક્યાંય છટકી શકીશું નહિ. જવા આવવાના તમામ રસ્તા પર પહેરો ગોઠવાઈ ગયો છે. તારે માટે પણ મને ઘણો જ ભય લાગે છે. કિશોરિ !" પૂનાજી ધીમા સ્વરે બોલ્યો ને ખૂબ જ લાગણી વશ થઈ કિશોરિ સામે જોઈ રહ્યો.

"મારે માટે શા માટે ? પૂનાજી !" કિશોરિએ સંકોચથી પૂછ્યું. એ ચબરાક પ્રમદા હતી. તેણે એનાં નયનની ભાષા સ્પષ્ટ રીતે વાંચી લીધી.

"હજી પણ તને એ ન સમજાયું ? મારા પારેવા ! હું તને ચાહું છું. ખૂબ ખૂબ ચાહું છું. હું તારા પ્રેમનો પૂજારી બન્યો છું. અરે ! તારી પાછળ હું ઘેલો બન્યો છું. તારી સાથે લગ્ન કરી તને હંમેશ માટે મારી ન બનાવું ત્યાં સુધી મને ચેન પડનાર નથી. આંકલાવ સ્ટેશને મારી પ્રથમ દૃષ્ટિ તારા પર પડી ત્યારથી એ દૃષ્ટિ મેં કદી યે દૂર કરી નથી. મારું દિલ ધડકી રહ્યું છે : કિશોરિ !"

"કેવું વિચિત્ર ! પૂનાજી ! તમને મારે માટે આવી ભાવના ક્યાંથી ઉત્પન્ન થઈ ? હું તો અનાથ છું : એકલવાયી છું."

"એટલે જ હું તને વધારે ચાહું છું. તારે માટે દિવાનો બન્યો છું."

"પૂનાજી ! હજી મારામાં એવા પ્રકારની કોઈ લાગણી જન્મી નથી. મ્હાલવાના કે પરણવાના કોડ હજી મને જાગ્યા જ નથી. મારા જેવી ગામડિયણ છોકરી એ બધામાં શું સમજે ?

આ બધામાં તો મારા મામા જે કરે તે ખરું. પૂનાજી! મને તો તમારા માટે ફક્ત બંધુ ભાવ જ ઉભરાય છે. તમારી હાજરી, તમારાં વચનો મને કોઈ વિચિત્ર રીતે પણ સાચું સાંત્વન આપે છે."

"બોલે જા. કિશોરિ! બોલે જા. હું તને ખૂબ જ ચાહું છું. અર્ધા જ કલાકમાં આ મેદાનમાં લોહી રેડાશે. ચોમેર અંધાધુંધી વ્યાપશે. એ સર્વમાંથી છટકી જવાનો માત્ર એક જ માર્ગ છે. કહે, કિશોરિ! એ માર્ગમાં તારે ખાતર હું જરૂર ઝંપલાવીશ. આપણે નાસી છૂટીશું? જો પેલા ખંડિયેરોમાં એક તરાપો પડ્યો છે. આ બધી આંખો એને જોઈ શકે તેમ નથી. આ ઘડીએ આપણે તેનો કબજો લઈ શકીએ તેમ છીએ. આ જોખમ ભર્યા સ્થાનથી આપણે સલામત સ્થળે છટકી જઈએ. દસ માઈલ દૂર આવેલા ધોધા બંદરે ઉતરી પડીએ. ત્યાંની નાળિયેરીની અનંત છાયામાં અવિરત વિશ્રામ મેળવીએ. સાગર સંગીત સાંભળીએ. કિશોરિ! તું કહે ત્યાં હું આવવા તૈયાર છું. કિશોરિ! હું તારે ચરણે પડું છું."

કિશોરિ ભયભીત બની ઊભી રહી. તે એક શબ્દ પણ ઉચ્ચારી શકી નહિ.

## ૪

સદ્‌ભાગ્યે એમના એ એકાંતમાં વિઘ્ન નાખવા મૂળજીભાઈ ફૂટી નીકળ્યા. એ કિશોરીને જ શોધતા હતા : કમળાએ છૂટકારાનો દમ ખેંચ્યો.

"પૂનાજી! કિશોરિ! તમે આ એકાંતમાં બેસી કાંઈ કાવતરું રચો છો કે શું? આ સલામત ખૂણામાં શા માટે

ભરાયાં છો ? તું તો પૂનાજી ! શહેરી છે. પોલીસની પાઘડીઓથી તું બિલકુલ ડરતો જ નહિ હોય એમ હું તો માનતો હતો."

"ના. ના. હું તો એમનાથી બિલકુલ ડરતો જ નથી. કાંઈક અણધાર્યું બનશે એટલું જ હું કિશોરીને કહેતો હતો. આ પુરાણા કિલ્લામાં આટલા બધા પોલીસો, બેયોનેટો ને બંદૂકો લઈ એકઠા કરવામાં આવે ને એ આળસુ બેસી રહે એ બને જ કેમ ? મુખી સાહેબ ! મારે ફક્ત એક જ પ્રાર્થના કરવાની છે. કૃપા કરી નંદુને આપણાં માણસો કબજે રાખવા કહેજો. રમત રમતમાં પત્થર ઉછળ્યો તો પોલીસ છેડાઈ પડશે."

"પોલીસ છેડાશે ? આ સિપાઈડાંથી હું ગભરાઈ જાઉં ? એમ ? ડી. એસ. પી. મારા મિત્ર છે. અનેક વખત એમણે મારા રોટલા ખાધા છે. એ મારી સામે આવી ઊભા રહી શકશે જ નહિ. કદાચ એ સામે આવે તો ય પૂનાજી ! હું તારા જેવો ડરપોક નથી. આ રાતી પાઘડિયો ને ખાખી પોશાકથી હું જરા પણ ડરી જાઉં તેમ નથી. મારી આંખના એક જ અણસારે મારા માણસો એમને સીધા ખાડીમાં ધકેલી દેશે, ખાડીમાં."

"મારા સરકાર ! એવું કશું જ કરશો નહિ. પોલીસો હથિયાર બંધ છે. આપણે જરાક માથું ઉચકીએ તો ડી. એસ. પી. ને ખાન બહાદુર બહુ જ કપરા માણસો છે. મઝમુદાર તો પગારના વધારાની જ વાટ જોઈ રહ્યા છે. સારા વખતમાં તમારી મહેમાની ચાખતી વખતે એ બધા આપના મિત્રો બની રહેતા હશે : આવા તોફાનમાં નહિ. મારા સાહેબ ! આ ગરીબ પૂનાજીનું કહેવું જરા ધ્યાનમાં લેજો. આ પૂનાજી નાનો છે પણ એણે દુનિયા બહુ જોઈ છે. પોલીસ જગતને તો એ ખૂબ જ સારી પેઠે પિછાને છે."

"પૂનાજી! આપણા મિત્રો જ્યારે રણ સંગ્રામની વચ્ચે ઊભા છે ત્યાં તું મને ઘણી જ કાયર સલાહ આપી રહ્યો છે."

પૂનાજી ને કિશોરી એમને વિનવણી કરવા મથી રહ્યાં. એ સુંદર પ્રાર્થના કાલે એમના વદનમાં આશ્ચર્ય જનક સામ્યતા ભાસી. એક જ પ્રકારના બીજમાંથી ઉગેલા એક જ જાતના છોડ પર જાણે બે પુષ્પો ખીલી ઊઠયાં ન હોય!

કેટલાક વખતથી મૂળજીભાઈ આ સામ્ય નિહાળી રહ્યા હતા. પરંતુ આ અણીની પળે એ સામ્ય તદ્દન પ્રત્યક્ષ થયું. "તમે બન્ને ભાઈ બેન જેવાં લાગો છો." મૂળજીભાઈએ હસીને પૂછયું. પૂનાજી! તું કહે છે કે તું કલ્યાણનો દૂરનો પિતરાઈ છે. આ તાલુકામાં જ તારું વતન છે. તારા ગામનું નામ?

"મજુસર."

"મજુસર!" કિશોરિ ને મૂળજીભાઈ એકી સાથે બોલી ઊઠયા.

"પૂનાજી! તારા બાપનું નામ?" મૂળજીભાઈએ બીજો પ્રશ્ન કર્યો.

"પુરુષોત્તમ મુખી."

"પુરુષોત્તમ મુખી!" ફરી આશ્ચર્ય પથરાયું.

ઉલ્લાસ ભરી આશ્ચર્ય રેખાથી બન્ને વદન મંડળો અંકાઈ ગયાં: એક સ્વરે બન્ને ગાજી ઊઠયાં.

"ત્યારે તો હું તમારી બેન થાઉં, પૂનાજી!" કિશોરી લાગણીવશ બની હર્ષથી છલકાઈ ગઈ.

"હા ! કિશોરિ ! તું પૂનાજીની બ્હેન છે." પોતાની આશ્ચર્ય ભરી ને સુખી સફલતાના સાચા સાંત્વનથી મૂળજીભાઈ બોલ્યા, "તને તો હું લાંબા ગાળાથી પિછાનતો હતો. નાનકડી બાલિકા હતી ત્યારે તું તારા મામાને ત્યાં આવી હતી. તારા બાપ પણ અમારા મિત્ર હતા. એમનો દીકરો, એકનો એક દીકરો, અચાનક ગુમ થઈ ગયો તેથી એ ઘણા જ ખિન્ન બની ગયા હતા. પૂનાજી છેક નાનો સાત વર્ષનો બાળક હતો ત્યારે એને કોઈ ઉપાડી ગયું હતું, એવી જ સર્વત્ર માન્યતા હતી. એ વજ્રપાતથી તારી માતા ને પિતા અવસાન પામ્યાં. આ વિશાળ વિશ્વમાં તું અનાથ બની. નાનકડી સુંદર બાળા તારા મામાને પનારે પડી. પૂનાજી ! તારી બાલ્યાવસ્થાનાં તને કાંઈક સ્મરણો છે ?"

"મુખી સાહેબ ! કેટલીક ભયંકર વસ્તુઓ સ્વપ્નની પેઠે બની ગયાનું મને યાદ છે. મારું જીવન એક અદ્ભુત કથા સમોવડું બની ગયું છે. એક કલાક કે એક દિવસમાં એ કહેવાય તેમ નથી. આજની આફતમાં તો મારું દિલ પણ એ કહેવાનું કબૂલ કરશે નહિ. મારી બેન છેવટે મને મળી તેથી આ અણીની પળે મને પૂર્ણ જ આનંદ થયો છે. આ વિશાળ વિશ્વમાં મારું એક સગું મારી પડખે છે એ ઓછું સાંત્વન નથી."

પૂનાજી એનું ભાષણ પૂરું કરી શક્યો નહિ. એનો કંઠ ભરાઈ આવ્યો. કિશોરીના પારેવા સમોવડા સૌંદર્ય પ્રતિ તે એકી ટશે જોઈ રહ્યો. હવે કિશોરીનું વદન મંડળ નિરખતાં તેણે નવો જ ઉલ્લાસ અનુભવ્યો.

કિશોરી પૂનાજીને પડખે લપાઈ. એના મુખ મંડળ પર આનંદ આનંદ છવાઈ રહ્યો.

"આટલું બધું ધાંધલ શાનું છે? બહાર જઈને જો તો. પૂનાજી! કોલાહલ વધતો જણાય છે."

પૂનાજી એકદમ બહાર ગયો. હવે પોતાની સલામતી માટે એ વધારે આતુર બન્યો હતો.

મૂળજીભાઈએ મન ફાવતા એકાંતનો લાભ ઊઠાવ્યો. કિશોરીના એકલ શૂરા જાદુનો તે શિકાર બન્યો : સ્નેહ ભર્યા સ્વરે હાથ વીંટાળી તે વિનવી રહ્યો. "તને જોઈ છે, કિશોરિ! ત્યારથી મને ચેન પડતું નથી. આજે તારે મોઢે જ તારા સ્નેહની મને ખાત્રી આપ. એને લાયક બનવા હું વર્ષો સુધી આનંદથી વાટ જોવા તૈયાર છું. ગિરિ કંદરા કે સરિતા તટે તપ તપવા આતુર છું. દેશને માટે જેલમાં જવા ઉમેદવાર છું. કૃપા કરી ના ન કહીશ. કિશોરિ! તને મેળવવા જાન જશે તો ય આ સ્વાતંત્ર્ય સંગ્રામમાં ઝંપલાવીશ. પ્રાણાર્પણ કરીશ."

કિશોરી ફરીથી વિહ્વળ બની. આકાશમાં ખૂબ ઊંચે ઉડીને કોઈ પંખી થંભ્યું હોય એમ એ ઉચ્ચ શૃંગે જડાઈ ઊભી. સમય કે સ્થળનું એને બિલકુલ ભાન રહ્યું નહિ.

પરંતુ બાગની દિવાલ બહાર કોલાહલ વધતો જતો હતો. વિચિત્ર ભય ભર્યા વદને પૂનાજી શ્વાસ ભેર દોડતો આવ્યો. "મુખી સાહેબ! અહીં રહેવું બિલકુલ સલામત નથી. મારાં વચનો સાચાં પડતાં જણાય છે. મને ધારણી હતી તેમ જ બનાવો બની રહ્યા છે. રણજીત, રાજેશ્વરી, કલ્યાણ ને સરસ્વતીને બચાવવાનું પણ ખૂબ જ અઘરું થઈ ગયું છે. એ લોકો ટોળાની બરાબર મધ્યમાં છે. આખો ય માનવ સમૂહ આકળો બન્યો છે. જરાક ઘર્ષણ થતાં જ ધડાકો થવાનો. મારા વિવિધ જીવનમાં આવાં ઘણાં ય ટોળાં મેં જોયાં છે. પણ આજનો સમુદાય ભયંકર છે. ગ્રામ્ય સંઘબળ ગજબ છે. એનો વેગ કોઈ થંભાવી શકે તેમ નથી."

"પૂનાજી! બરાબર વાત કર. શું થયું છે?"

"રણજીત ભાષણ કરશે જ. બધા જ હુકમનો અનાદર કરવા તૈયાર થઈ ગયા છે. પરિણામ ભયંકર છે. પોલીસ ગોળીબાર કરશે. લાઠી ને બેયોનેટથી સભા વિખેરી નાંખશે. આ શહેરી સમુદાય નથી તમારાં જંગલી માણસો એ બેયોનેટ કે ગોળીબારની પરવા પણ કરશે નહિ. બહારના મેદાનમાં દશ હજાર માણસો એકઠાં મળ્યાં છે. શહેરના દરવાજાની બહાર બીજાં દશ હજાર જમા થયાં છે. એમને અંદર આવતાં પોલીસે અટકાવ્યાં છે. અર્ધા જ કલાકમાં આ સુંદર મેદાનમાં ભયંકર હત્યા કાંડ મંડાશે. લોહીની નદીઓ વહેશે...અને અરે રે! એ બધાંનું પ્રયોજન? કશું નહિ."

"ઠીક. તું શું કહે છે? પૂનાજી! આ મુશ્કેલીમાંથી તું શો રસ્તો કાઢે છે?"

"આપણે દરિયા કિનારે છટકી જઈએ. મને તો એ જ રસ્તો દેખાય છે. પેલા સમુદ્ર પટે આવેલા મંદિરના ખંડિયેરોમાં એક તરાપો આપણી વાટ જુએ છે. વિલંબ થાય તે પહેલાં આપણે તેના પર ચઢી નાસી છૂટીએ. એક જ કલાકમાં આપણે દશ બાર માઈલનો પંથ કાપી નાખીશું. પવન પણ સાનુકૂળ છે. મુખી સાહેબ! ચાલો. કિશોરિ! ચાલ."

"ધિક્કાર છે, પૂનાજી! તું તો તારા બાપના કુળને લાંછન લગાડી રહ્યો છે. પુરુષોત્તમ મુખી જેવો વીરલો પાક્યો નથી ને પાકશે પણ નહિ. તારા શેઠ ને તારા મિત્રોને આ પળે તારી ઘણી જ જરૂર છે. એવી અણીની પળે તને નાસી જવાનું સૂઝે છે? પૂનાજી! કલ્યાણ મારો પણ દૂરનો પિતરાઈ છે. આજ જમાના થયાં અમારો સંબંધ તૂટ્યો છે. તેથી જ મારે કરણ

સાથે બેસતી થયેલી. કલ્યાણને પોતાને પણ એની ખબર નથી. પણ આ અણીની પળે હું એવા ખોટા મોભાની પીડામાં નહિ પડું. હું તો આ ચાલ્યો. ડી. એસ. પી. ને જાતે મળું છું. અમો પુરાણા દોસ્તો છીએ. દેશના કારણે આજ જુદા પડીએ તો કોણ જાણે! પરંતુ આ ઘેલા બનતા ટોળાને સાચવવાનો વચલો રસ્તો તો અમે જરૂર શોધી કાઢીશું. મારી ધારણા કરતાં આ સમુદાય ઘણો જ વધી ગયો છે. આપણા દેશમાં દેશ ભક્તિ હજી મરી પરવારી નથી તેનું જ એ પ્રતીક છે. મારે જલદી જવું જ જોઇએ. કિશોરિ? આ કાયરને સમજાવ. પૂનાજી! તારી બેનની સલામતી જાળવજે. રણજીત ને કલ્યાણ પાસે જઈ પહોંચજે ને તેમને સલામત સ્થાને લઈ જજે. નહિ તો અહીં જ બેસી રહેજે. એ જ સારું છે." મૂળજીભાઈ એકદમ ચાલતા થયા.

"આપનાં પગલાં સંભાળજો. મુખી સાહેબ! આવા આકળા સમુદાયમાં કાંઈ ઉતાવળું પગલું ન ભરી બેસો." ઝઝૂમતા ભયમાંથી બને તેટલાને બચાવવા તેની ઇચ્છા ન હોય તેમ પુનાજીએ વિનવણી કરી.

મૂળજીભાઈ દેખાતા બંધ થયા એટલે કિશોરી બોલી ઊઠી. "પૂનાજી! હું આ સલામત ખૂણામાં મારી જાતને સાચવી શકીશ. મુખીની પાછળ જાઓ. એમની સલામતી સાચવો. આ આફતની ઘડીમાં મારા ભાઈ વિના બીજું કોણ એમનું રક્ષણ કરશે?"

બાદશાહી નિરાંત ને અમીરી આળસે મૂળજીભાઈમાં ઘર કરેલું હોવા છતાં તે યુવાન ને બહાદુર હતા. કઠાણા ને આજુબાજુનો પ્રદેશ તેમના વડવાઓનું વતન હતું. અગિયાર

પેઢીઓથી એમનું કુટુંબ હકુમત ધરાવતું. તેઓ આ દરિયા કાંઠાના પ્રદેશના તાજ વિનાના રાજા હતા. મૂળજીભાઈને પોતાનું ગુમાન ઘવાતું લાગ્યું. પોતાના વતનમાં પોલીસની આવી ડખલ શી? એમના વડવાઓ લશ્કરી સરદારો હતા. કેટલીયે ટુકડીઓને રણક્ષેત્રમાં દોરતા. એનું યુવાન લોહી ઉકળી આવ્યું. સ્વમાન ને રોષથી તે હેલે ચઢ્યું.

આવા રોષ ભર્યા માનસથી મૂળજીભાઈએ વિશાળ માનવ સમુદાયમાં પોતાનો માર્ગ મોકળો કરવા માંડયો. ટોળાંનું એકેએક માણસ એમને પિછાનતું હતું. એટલે જેમ જેમ તે આગળ વધ્યા તેમ તેમ તેમને માર્ગ મળતો જ ગયો. ગમે તેવો તો ય તે તાલુકાનો જમીનદાર હતો. આગેવાન હતો. મૂળજીભાઈ માત્ર પોતાના મિત્ર ડી. એસ. પી. ને મળવા માગતા હતા. સામાન્ય પરિસ્થિતિમાં એ જાતે સામે આવી એમને મળ્યા હોત. મેદાનની શાંતિ માટે પોતે જવાબદાર રહેશે એટલી જ પોલીસના વડાને મૂળજીભાઈ ખાત્રી આપવા માગતા હતા. હથિયારબંધ પોલીસ ને આટલી બધી દમદાટીની ત્યાં બિલકુલ જરૂર નહોતી. રણજીત અમલદારી હુકમનો અનાદર કરશે તો ય કાંઈ બ્રિટિશ રાજના પાયા નહિ ડોલી જાય.

૬

મૂળજીભાઈ ઉત્તર દરવાજેથી કિલ્લાના પ્રવેશ દ્વાર આગળ પહોંચ્યા. ત્યાં ગોરા લશ્કરે કોર્ડન કર્યું હતું. આ પ્રદેશના તેઓ છેક જ અજાણ્યા હતા. એ લોકો મૂળજીભાઈને ઓળખતા નહોતા. એમનો અમીરી ઘસારો એમને બિલકુલ પરવડ્યો નહિ. એમની ઉઘાડી બેયોનેટોની એમને દરકાર નહોતી. એમને તે બિલકુલ રૂચ્યું નહિ. મૂળજીભાઈએ રૂવાબ ભેર જણાવ્યું, "હું ડી.

એસ. પી. ને મળવા માગું છું.” નાચો દરવાજો. ઓળંગવા તે હિંમતથી આગળ વધ્યા. એક સોલજર બીજા કરતાં જરા વધારે ચાંપલો હતો. તેણે પોતાની લાકડીથી એમને પીઠ પર ગોદો માર્યો. “દૂર હઠો” તે ગાજ્યો, “આગળ વધશો તો આ બેયોનેટ તમારા શરીરમાં ઉતરી જશે. અત્યારે કોઈ ડી એસ. પી. ને મળી શકશે નહિ. આ કિલ્લામાં પેસી પણ શકશે નહિ.” દીધેલી દાટી અમલમાં મૂકવા તેણે તૈયારી પણ કરી લીધી.

નંદુ, મકન ને કાભાઈ; ઈશ્વર કાલુ ને ઇંદરજી; ગોવિંદ પરસોતમ ને નાથુજી; આદિતરામ ને કરણ: સર્વે નિમકહલાલ સેવકો હતા. ગયા અઠવાડિયામાં જ વીસ હજાર ખાંડી અનાજ લૂંટી માતબર બન્યા હતા. પોતપોતાની ટુકડીઓ સાથે તેઓ થોડાક અંતરે ઊભા હતા. પોતાના મુખીનું અપમાન થતું તેમણે જોયું. એ જ ક્ષણે ઘવાયલા વાઘ પેઠે તેઓ ઉછળ્યા. પહેરો ભરતા ૭ એ સિપાઈઓને જેર કર્યા. નાથુ, આદિતરામ ને કરણ મુખી સાહેબને દૂર સલામત સ્થાને લઈ ગયા.

ત્યાં તો પોલીસની રીસોટીઓ ગાજી રહી. ડી. એસ. પી. ને ખાન બહાદુરની શાંત નિદ્રામાં ખલેલ પડી. ધૂંધવાયલા ટોળાએ રોડાંથી શરૂઆત કરી. ઈંટોના ટુકડાઓની તો એ ખંડિયેર નગરમાં ખોટ જ નહોતી.

ખેડાના વિચારશીલ ડેપ્યુટી કલેક્ટર બળવો શમાવવા પૂરતી તૈયારી કરી આવેલા હતા. તેમણે સમગ્ર સમુદાયને સુલેહનો ભંગ ન કરવા ચેતવણી આપી એ મિનિટમાં જ વિખરાઈ જવા સૂચના કરી. નહિ તો સભા વિખેરી નાખવા ને ટોળાને દૂર કરવા ગોળીબાર કરવામાં આવશે તેવી ધમકી આપી. ગંભીર સ્વરે તેમણે જોરથી પડકાર કર્યો. પરંતુ સામેના વડના જૂથમાં

જ એનો પડછંદ પડ્યો. ફરીથી બે મિનિટમાં વિખરાઈ જવા સૂચના આપી.

વહેલા પરોઢથી ધીમે ધીમે એકઠો મળેલો દશ હજાર કરતાં ય વધારે સંખ્યા બલ ધરાવતો માનવ સમુદાય ગોળીબારની બીકે પણ બે મિનિટમાં વિખરાઈ શકે જ કેવી રીતે ? વળી બહાર નીકળવાનો રસ્તો પણ બંધ કરી મૂક્યો હતો. પૂર્વમાં સમુદ્ર ગાજતો. દક્ષિણે મજબૂત દિવાલો ને ઉત્તર પશ્ચિમે ગામના મકાનોનો ગંજ ખડકાયલો હતો. બહાર જવાના મુખ્ય રસ્તા પર પણ પોલીસ ગોઠવાઈ હતી. પરંતુ ડેપ્યુટી કલેક્ટરને તો પોતાની તાત્કાલિક ફરજનો જ માત્ર ખ્યાલ હતો.

લાઠી ચાર્જ થયો. કડિયાળી ડાંગોએ એક, બે ને ત્રણ વાર, બન્યો તેટલો સીતમ ગુજાર્યો. પરંતુ નિષ્ફળ ગયો. પોલીસે ગોળીબાર કર્યો. એક વાર, બે વાર ને ત્રણ વાર. મૃત્યુ પહેલાંના લગ્ન કાળે જેમ સફેદ કીડિયારું ઊભરાય તેમ ગોળીઓ હવામાં ઊડી રહી. ભયંકર આક્રંદ સૂરો આકાશ ગજાવી રહ્યા. સદ્‌ભાગ્યે કિલ્લાની દિવાલો ખૂબ જ ઊંચી હતી. મેદાનની બીજી બાજુએ બગીચો હતો. ત્યાં સુધી હવામાં જ પ્રવાસ આદરી ગોળીઓએ વિરામ લેવા માંડ્યો. પોલીસના ગોળીબારથી પાકતાં દાડમ ને આમ્ર ફલો જ ભેદાયાં. કેળનાં કેળાં તૂટી પડ્યાં.

પૂનાજીને પગમાં ગોળી વાગી છતાં ગંભીર ને શાંત દિલે કલ્યાણ જ્યાં ઊભો હતો ત્યાં એ પહોંચી ગયો. હજી ગોળીઓ છૂટતી જ હતી. રણજીત ને રાજેશ્વરી, કલ્યાણ ને સરસ્વતી અજબ સમય સૂચકતા વાપરી શાંતિથી પોતાને સ્થાને અડગ ઊભાં હતાં.

ઓચિંતી કલ્યાણે હૃદયના ઊંડાણમાંથી એક તીવ્ર ચીસ નાખી. તે જમીન પર ઢળી પડ્યો. તેનો જમણો હાથ છાતી પર મૂકી ખૂબ દબાવી રહ્યો. એક ગોળી એના હૈયા સરસી ખૂંપી

ગઈ હતી. સ્વપ્નના રાક્ષસે જે સ્થળે કોરડો ફટકાર્યો હતો ત્યાં જ એ ગોળીએ માર્ગ કર્યો હતો. કલ્યાણના માયાળુ હૃદયે મૃત્યુની પળે પ્રાણ ઘાતક ગોળીને પણ સ્થાન આપ્યું. એ ગોળી જીવનનો અંત આણે છે એ ખરું, પરંતુ એવા મૃત્યુને તો એ શહીદના અમર જીવનમાં પલટાવી નાંખે છે.

" કલ્યાણ ! કલ્યાણ ભાઈ ! " દશ હજાર માનવ સ્વરો એકી સાથે પોકારી ઊઠ્યા. સમુદ્ર તરંગો પણ કરુણ રોષમાં ગાજી રહ્યાં. સમુદ્ર પટે નાચતું પેલું હીમચું પણ નમ્ર પ્રાર્થના કરતું આકાશ તરફ જરાક ઊછળ્યું.

" મારું જીવન પૂરું થયું. રાજેશ્વરિ ! આ ગોળી જીવ લેણ છે. આજે સવારે જ મારો અંત મને નજીક ભાસ્યો હતો. સ્વપ્ન પછી પૂર્ણ ચંદ્રે મારા દુભાયલા દિલને શાંતિ અર્પી ત્યારે જ મને એની આગાહી થઇ હતી. ત્યારે જ ચંદ્ર ચમકારે મને આકાશ પંથે પરવરવા આમંત્રણ દીધું હતું. હું નહિ બચું. રાજેશ્વરિ ! પરંતુ તમે બધાં આપણી યોજના પાર પાડશો તો મારું જીવન એળે ગયેલું નહિ લેખાય. આપણા દેશની સ્વાતંત્ર્ય વેદી પર તમારા પ્રેમ ને જીવનનું બલિદાન આપજો. આ કચરાયલી આમ જનતાના ઉદ્ધાર માટે તમારા જીવનનું હીર રેડજો. એમને ઘર નથી. ખાવાનું નથી. જમાનાની ભૂખ એમનું લોહી ચૂસી રહી છે."

કલ્યાણ એક ક્ષણ ભર થંભ્યો. એના વદન પર શાંતિ ચમકાર થયો. " હા. રાજેશ્વરિ ! " તેણે અધુરી વાત પૂરી કરી, " તું રણજીતને જ પરણજે. એનો આત્મા અનુપમ છે. આપણી સીઝાતી જન્મભૂમિના ઉદ્ધાર માટે જ એનો અવતાર થયો છે. મૂળજીભાઈ ! તમારા પર જ સર્વસ્વનો આધાર છે. તમારું

જીવન ને લક્ષ્મી ગરીબોના ઉદ્ધાર માટે ખર્ચજો. કિશોરી તમારી દિવાદાંડી બનશે એ રીખા સાદી સીદી બાળાને પરણજો. પૂનાજી! તું પણ હવે પુણ્ય પંથે ચડ્યો છે. જીવન ભર એ માર્ગ સાચવજે." કલ્યાણે ધીમેથી પૂનાજીનો ખભો થાબડ્યો. પૂનાજીએ પૂજ્ય ભાવે એમની ચરણ રજ માથે ચડાવી.

"સરસ્વતી! હું શાંતિથી મરું છું." કલ્યાણ મહા પ્રયાસે સરસ્વતી તરફ વળ્યો. "હું સુખથી મૃત્યુ પામું છું." તે ધીમા સ્વરે બોલ્યો, "તારા હાથમાં દેશનું સુકાન સહીસલામત ને ચોક્કસ છે. તને કોઈ નમાવી શકે તેમ નથી. ગોળીબારથી પણ તું ડગે તેવી નથી. તારા સિત્રાને સન્માર્ગે દોરજે. જે ઊંચી કક્ષાએ તું વિરાજે છે એ ઉન્નત જીવન જીવતાં એમને શીખવજે. તારી પ્રાર્થનાઓમાં મને યાદ કરજે." આવતા અંતનો વજ્રપાત કલ્યાણે ગજબ ધૈર્યથી વધાવ્યો.

"કલ્યાણ ભાઈ! અમને બધાંને આશીર્વાદ આપો. પ્રભુની ઇચ્છા જ તમને લઈ લેવાની છે તો અમારો કાંઈ પણ ઇલાજ નથી. દેશનું સ્વાતંત્ર્ય મેળવીશું નહિ ત્યાં સુધી ઐહિક લોકના કોઈ પણ પ્રકારના આનંદોનો અમે વિચાર સરખો પણ કરીશું નહિ. સ્વરાજ મળે ત્યાં સુધી લગ્ન સુખ પણ અમારે હરામ છે." સંગીતની મુખ્ય કંડિકા પેઠે સર્વે એક સામટાં બોલી ઊઠ્યાં.

કલ્યાણ મૂર્છાવશ થવા લાગ્યો. "હું જાણું છું, રાજેશ્વરિ!" બબડ્યો "પરંતુ મારા આત્માને શાંતિ વળી છે. મને તૃષા લાગી છે. રાજેશ્વરિ! જરા પાણી. સરસ્વતી! પાણી!—" કલ્યાણે અનંત મહા સાગરને એની દૃષ્ટિ સમીપ ઉપસ્થિત થતો

જોયો. એ અનંત જલનિધિ પર એનાં ચક્ષુ ઠરી રહ્યાં. મૃત્યુની અંતિમ પળે એક જ મીઠા બિંદુ માટે એનો આત્મા તલસી રહ્યો.

કિનારે આવેલા મીઠા પાણીના કૂવા તરફ રાજેશ્વરી ને સરસ્વતી એકી સાથે દોડયાં. પૂનાજી પણ લંગડાતા પગે પાછળ ગયો. એ પાછાં ફરે ત્યાર પહેલાં તો કલ્યાણનો પુણ્યાત્મા સ્વર્ગે સંચર્યો.

" અરે રે! પાણી આવે તે પહેલાં જ એ તલસતો જીવ વિદાય થયો." રાજેશ્વરી કકળી ઊઠી.

" દેશનું સ્વાતંત્ર્ય આવે તે પહેલાં જ સ્વરાજ્ય માટે તલસતો એ પુણ્યાત્મા વિલીન થયો." સરસ્વતી અસ્તાચલે નમતા સૂર્યને સંબોધી રહી.

" આપણા સોગંદ આપણે ન ભૂલીએ. એની ઈચ્છા અમલમાં મૂકીએ. એથી સ્વર્ગમાં પણ એની તૃષા છિપશે. આપણા પૃથ્વી પરના પ્રમાણિક કર્તવ્યથી એનો અમર આત્મા શાંતિ પામશે." કર્તવ્ય શીલ મનુષ્ય માફક ગંભીર નિશ્ચયાત્મક સ્વરે રણજીતે દિશા સૂચન કર્યું.

" કલ્યાણ ભાઈ એક સાચા રાષ્ટ્ર સેવક તરીકે અવસાન પામ્યા છે. પેલા નાળિયેરીના બગીચામાં તલાવના કિનારે જ્યાં પેલું દારૂનું પીઠું હતું ત્યાં જ એમની સમાધિ ચણાવીશું. સેવા સંઘ માટે ત્યાં એક આશ્રમ સ્થાપીશું. અસંખ્ય ગરીબોના આશીર્વાદ મેળવવા ગ્રામોદ્ધાર માટે એમની નવીન યોજના અમલમાં મૂકીશું. ત્યાં જ કલ્યાણ ભાઈ શહીદ દેશ ભક્તનું અમર જીવન જીવશે." રાજેશ્વરીએ નિર્ણય આપ્યો. સરસ્વતીએ અનુમતિ દાખવી. રણજીતે જયનાદ કર્યો. " કલ્યાણનો જય."

સૌએ તે વધાવી લીધો.

કલ્યાણ ભાઈની જય

**वंदे मातरम्।**

# ઉપસંહાર

## ૧

**એક** મહિનો વીતી ગયો.

કોંગ્રેસ હાઉસમાં ઉપલે માળે એક નાનકડી ઓરડી વ્યવસ્થિત રીતે ગોઠવેલી હતી. ત્યાં 'સ્વરાજ્ય' પત્રના તંત્રીની ખાસ બેઠક હતી. પ્રુફની ગેલીઓના લાંબા થોકડા ચોમેર પડ્યા હતા. છાપેલી કાપલીઓના ગંજ ખડકેલા હતા. ચાલુ મેટરનાં પાનાં પણ સમીર લહરીએ ઉડી રહ્યાં હતાં: આવતા જતાને આવકાર આપતા.

બહારના રાજમાર્ગ પરની ધમાલ પત્રકારના શાંત વિચાર પ્રવાહમાં ખલેલ નાંખતી. અવાર નવાર મુલાકાત લેનાર પણ ચાલુ ગતિમાં અંતરાય રૂપ બનતા. પરંતુ તંત્રીની કલમ વણથંભી આગળ ધપ્યે જ જતી હતી.

ટેબલ પર ડઝનેક છોલેલી પેનસીલો પડી હતી. તે સિવાય ત્યાં વૈભવના બીજા કોઈ જાતના સરંજામની ઝાંખી થતી નહોતી. સ્થળે સ્થળે શાહી, હોલ્ડરો ને પેન્સીલો જ નજરે પડતી. સુવર્ણ બંધનો ક્યાં ય નજરે ચઢતાં નહિ. માત્ર દેશની હાકલ થતાં દેશ સેવાના

યજ્ઞની વેદી પર અસંખ્ય યુવાનોએ પોતાના આશાવંતા જીવનનું, જીવન કેદીઓનું, બલિદાન આપ્યું હતું. તેમની મજબૂત બંધુ ભાવના ને ઉદારતાનું જ સ્થળે સ્થળે દિગ્દર્શન થતું હતું. ઉપતંત્રીએ ધીમેથી બારણું ઉઘાડયું. તેના હાથમાં છેલ્લો તાર હતો. એનું વદન ગંભીર બની ગયું હતું. કઠાણાના ખબર પત્રીએ છેલ્લા સમાચાર પાઠવ્યા હતા. તંત્રીએ શાંતિથી સઘળું લખાણ વાંચ્યું. "ભલે!" શ્રમિત સ્વરે તે બોલ્યા, "છાપો. પહેલે પાને હોં! હું પણ એક ખાસ નોંધ લખી કાઢું છું. રણજીત માટે એ આવશ્યક છે."

સાંજના વધારામાં આખો ય પત્ર મોટાં મથાળાં તળે છપાયલો પ્રગટ થયો.

"મી. નાયક. એમ. એ. આઇ. સી. એસ. બોરસદ તાલુકાના ફિતુરના કેસો માટે ખાસ નીમાયલા મેજીસ્ટ્રેટે ગઈ કાલે સાંજના ૭ વાગે જાણીતા કઠાણા કેસનો ફેંસલો આપ્યો હતો. બધા જ તહોમતદારોને તકસીરવાર ઠરાવી સજા ફરમાવવામાં આવી છે.

રણજીતકુમાર એમ. એ. આઈ. સી. એક વર્ષ: સખત મજૂરી: કેદ.
એસ. બાર. એટ. લૉ.

મુંબઈનાં રાજેશ્વરી બાઈ............૭ મહીના: સાદી જેલ.
સરસ્વતી.........................૭ મહિના: સાદી જેલ.
કિશોરી.........................૭ મહિના: આસન કેદ.
પૂનાજી......................એક વર્ષ જેલ: સખત મજૂરી સાથે.
મુખી મૂળજીભાઈ..............એક વર્ષ સખત મજૂરી સાથે કેદ.

નંદુ મકન ને કાભાઈ, ઈશ્વર કાલુ ને ઈંદરજી, ગોવિંદ,

પુરુષોત્તમ ને નાથુજી, આદિતરામને કરણઃ તેમ જ બીજા બોતેર તહોમતદારોને બે વર્ષની સખત મજૂરી સાથે સજા ફરમાવવામાં આવી છે.

મૂળજીભાઈ મુખીનાં વૃદ્ધ માતુશ્રી પાર્વતી બાઈ એમના કુલીન કુટુંબ ને એકના એક કુલદિપક પર આવી પડેલી આફતનો વજ્રપાત સહન ન કરી શકવાથી એકાએક અવસાન પામ્યાં છે.”

× × ×

'સ્વરાજ્ય'નો ખાસ ખબરપત્રી કોણ હતો ? આંકલાવના સ્ટેશન માસ્તર સુંદરલાલ સિવાય બીજું કોણ એ સ્થાન સંભાળે ? તે દિવસે સુંદરલાલ પણ પેલા તોફાની ટોળામાં હતા જ. હંમેશના એ ભાગ્યશાળી. એટલે એ અણીની પળે પણ સદ્‌ભાગ્યે એમને યારી આપી હતી. ગોળીબાર ને ફરિયાદ બંનેમાંથી એ આબાદ છટકી ગયા. કડાણાની આડી અવળી ગલી કુંચીઓએ એમને સલામત રાખ્યા. ગપોડિયું કરનારનું અનંત જીવન એમને બક્ષ્યું. છેક શાળાથી યુવાનીમાં એ પ્રવેશ્યા ને રખડેલ યુવાનીમાંથી તે સાધુ બન્યા તથા સાધુમાંથી સિગ્નલર ને છેવટે સ્ટેશન માસ્તર બન્યાઃ એ એમનું જીવન. સ્ટેશન માસ્તરની ફરજ બજાવતાં એકસો ચુવાલીસમી કલમનો ભંગ કરી એ દેશ ભક્ત બન્યા. ત્યાંથી છટકી સ્વતંત્ર પત્રકારની પદવીએ પહોંચ્યા. લગ્નથી અંતિમ પળ સુધીનું કેવું અજબ ને વિવિધ જીવન !! સ્નેહ ને આશામાં નિષ્ફળ નીવડેલો એ વીર પરિપાક હતો. અખંડ આપત્તિ સહન કરી નીવડેલો એ જીવ અનાયાસે આગેવાન બન્યો.

સંયમી દૈવી શક્તિઃ ગજબ જીવન તણખોઃ એક અણુમાં ને તારલામાં એક સરખો જ હોય છે ને? છેક નીચી કક્ષાએ એ વીરત્વ ગપોલિયા વેડા ને પ્રેમલા વેડામાં પરિણામે છે. ઉત્તમ કક્ષાએ રાજનીતિ કે દેશભક્તિ, સંગીત કે કાવ્ય, ફિલસૂફી કે ધર્મને વધાવી લે છે. અદૃશ્ય પરમાણું અને ચમકતા તારક સાથે એકતા સધાવનાર આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કરે છે ને આ ચંચલ જગતમાં અજબ શહીદ બની જાય છે.



